લેખક:

હિ. ગ. અંજારીઆ

સુધારા વધારા તથા રંગીન નકશાઓવાળી
ચોથી આવૃત્તિ



પ્રકાશક:
એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, મુંબાઈ.

રૂ. ૦–૮–૦ ૧૯૩૦

# વ્યાકરણ

ગુજરાતી વ્યાકરણ કરતી વખતે ધ્યાનમાં રાખવા જોગ નિયમો

( તેની સાથે પદચ્છેદના થોડા નમુના.)

**ગુજરાતી ત્રીજા તથા ચોથા ધોરણ માટે**

રચનાર :

**હોરમસજી ખ. ધાબર.**

કિંમત રૂ. ૦-૪-૦

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.**

# ભૂગોળ

## ગુજરાતી ચોથા ધોરણ માટે.

—:o:—

લખનાર


**હિમ્મતલાલ ગણેશજી અંજારિયા**

એમ. એ., એલએલ. બી.


ગોંડળના વાર્તારૂપ ઈતિહાસ તથા મુંબઈનાં

ત્રીજા ધોરણની ભૂગોળના લેખક

તથા

કાવ્ય માધુર્ય, સંગીત મંજરી, મધુબિન્દુ, પદ્યસંગ્રહ વગેરે

તૈયાર કરનાર.


પ્રકાશક

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની**

કાલબાદેવી રોડ—**મુંબાઇ**





આ પુસ્તક મુંબઇ મધ્યે ખેતવાડી ૧૦મી ગલીમાં આવેલા ધી "ગુર્જર ગૌરવ" પ્રિન્ટીંગ પ્રેસમાં મી૦ પી. યુ. દાસે શ્રી. નરહરિરામ માધવરામ ત્રીપાઠી માટે છાપ્યું.

સંવત ૧૯૮૬. ઇસ્વી સન ૧૯૩૦.

આવૃત્તિ ચોથી.

# અનુક્રમણિકા


| પ્રકરણ | વિષય | પાનું |
|---|---|---|
| ૧ | મુંબઇ બેટ, ઈતિહાસ, પ્રાકૃતિક વર્ણન. વિ૦ ... | ૧ |
| ૨ | ,, કારખાનાં, વેપાર વિ૦ ... ... | ૩ |
| ૩ | ઉત્તર વિભાગ તથા મુંબઈ પરા વિભાગમાં જીલ્લા, નદી વિ૦ ... .... ... | . |
| ૪ | ,, ભાષા, હવાપાણી, પેદાશ, વિ૦ . | ૧૧ |
| ૫ | ,, વધારાની સામાન્ય હકીકત .... .... | ૧૩ |
| ૬ | ,, રેલ, રસ્તા અને મુખ્ય શહેરો .... | ૧૬ |
| ૭ | ગાયકવાડનું રાજ્ય ... ... .... | ૧૯ |
| ૮ | ઉત્તર વિભાગ—યાદીરૂપ ... ... | ૨૦ |
| ૯ | સિંધ વિભાગ ... .... .... | ૨૨ |
| ૧૦ | મધ્ય વિભાગ ... ... ... | ૨૩ |
| ૧૧ | દક્ષિણ વિભાગ ... ... ... | ૨૫ |
| ૧૨ | મુંબઇ ઈલાકો—યાદીરૂપ ... ... | ૨૮ |
| ૧૩ | નકશો કેમ વાંચવો—અક્ષાંશ, રેખાંશ ... | ૩૧ |
| ૧૪ | હિન્દુસ્થાનનો રાજ્યવહીવટ ... ... | ૩૩ |
| ૧૫ | નિઝામ, મ્હૈસુર, મદ્રાસ ઈલાકો ... | ૩૭ |
| ૧૬ | મધ્ય પ્રાન્ત વગેરે ... .... ... | ૪૦ |
| ૧૭ | પંજાબ વગેરે ... ... ... | ૪૪ |
| ૧૮ | બિહાર અને ઓરિસા, બંગાળા ઈલાકો ... | ૪૭ |
| ૧૯ | નેપાળ—ભૂતાન ... ... ... | ૪૯ |
| ૨૦ | આસામ અને બ્રહ્મદેશ ... ... | ૪૯ |
| ૨૧ | હિન્દુસ્થાન—રેલ્વે, જાત્રાનાં ઠેકાણાં ... | ૫૦ |
| ૨૨ | ,, ભૂરચના, હવાપાણી વગેરે ... | ૫૫ |
| ૨૩ | ,, યાદીરૂપ ... ... ... | ૫૯ |
| ૨૪ | એશિયા ખંડ ... ... ... | ૬૫ |
| ૨૫ | યુરોપ ખંડ ... ... ... ... | ૬૬ |
| ૨૬ | ગ્રેટ બ્રિટન અને આયર્લાન્ડ ... ... | ૬૭ |
| ૨૭ | હિન્દુસ્થાનનો દુનિયા સાથેનો સંબંધ ... | ૭૦ |
| ૨૮ | નકશો કેમ વાંચવો ... ... ... | ૭૨ |
| ૨૯ | પૃથ્વીની ગતિ ... ... ... | ૭૩ |

# નકશાની અનુક્રમણિકા


| નકશો | નંબર |
|---|---|
| મુંબઇ—સાષ્ટી ... ... ... ... | ૧ |
| જુનું મુંબઇ ... .... ... ... | ૨ |
| મુંબઇ ઇલાકો .... ... ... .... | ૩ |
| ઉત્તર વિભાગ ... ... ... ... | ૪ |
| મુંબઇ ઇલાકો—રેલ્વે ... ... (રંગીન) | ૫ |
| સિંધ વિભાગ ... ... ... ... | ૬ |
| મધ્ય વિભાગ ... ... ... ... | ૭ |
| દક્ષિણ વિભાગ ... ... ... ... | ૮ |
| હિન્દુસ્થાન—રાજકીય વિભાગ .... ... | ૯ |
| નિઝામ, મ્હૈસુર, મદ્રાસ ઇલાકો ... ... | પાને ૩૮ |
| રજપુતાના, આગ્રા અને આઉધના સંયુક્ત પ્રાન્તો, સેન્ટ્રલ ઇન્ડિયા એજન્સી, સેન્ટ્રલ પ્રોવિન્સીઝ ... | ૧૦ |
| નોર્થવેસ્ટ ફ્રન્ટીયર પ્રોવિન્સીઝ, કાશ્મીર, પંજાબ ... | ૧૧ |
| બિહાર ઓરિસ્સા, બંગાળા ઇલાકો ... ... | ૧૨ |
| બ્રહ્મદેશ અને આસામ ... ... ... | ૧૩ |
| હિન્દુસ્થાન—રેલ્વે ... ... ... | ૧૪ |
| ,, મુખ્ય શહેરો .... ... (રંગીન) | ૧૫ |
| એશિયા ... ... ... ... | ૧૬ |
| યુરોપ ... ... ... ... | ૧૭ |
| ગ્રેટ બ્રિટન અને આયર્લાંડ ... ... | ૧૮ |




## સને ૧૯૩૦ ની આવૃત્તિની પ્રસ્તાવના

શ્રીમાન સરકાર તરફથી પાઠય પુસ્તક તરીકે મંજુરી મળવાની આશા સફળ થઇ એટલે સ્વીકાર થવામાં સરળતા થઇ. સમસ્ત ગુજરાતના તે સ્વિકાર માટે ઉપકાર માની, બે નકશા રંગીન કરાવ્યા જાણી આનંદ અને સંતોષ થાય છે. નકશાઓમાં પણ કાંઇ કાંઇ સુધારા કરવાનું ધ્યાનમાં લેવામાં આવ્યું છે. હજી સંપૂર્ણ રીતે સારા કહીએ તેવા નકશાઓ તો મૂકી શકાયા નથી; પરંતુ પાઠય પુસ્તકમાં નકશા મૂકવાની શરૂઆતજ આ પુસ્તકમાં થયેલી છે તે ધ્યાનમાં લેતાં તે નવી સેવા અસ્વીકાર્ય નહિ જાય એમ આશા છે. ભવિષ્યમાં હજી પણ વધારે સારા સ્વરૂપમાં મૂકવાનો આધાર શિક્ષક અને વિદ્યાર્થી વર્ગના સંતોષ ઉપરજ રહેશે અને આશા છે કે પદ્ધતિ અને રચના જેમ જેમ વધારે સમજતાં જશે તેમ તેમ તેનું સ્વરૂપ પણ સુધરતુ જશે.

મેશર્સ એન. એમ. ત્રિપાઠીની કંપનીએ આ પુસ્તકના સર્વ હક્ક લઈ લીધેલા હોવાથી પુસ્તક સાથે કશો સંબંધ તો રહ્યો નથી, છતાં સુધારા વધારા માટે સૂચનાઓ થશે તો તે ધ્યાનમાં લેતાં લખનારને આનંદ થશે, માટે તેવી બધી સૂચનાઓ તો લખનારનેજ કરવા વિનંતિ છે.

લક્ષ્મીનગર—ખાર—મુંબઈ,
તા૦ ૧૧—૧—૩૦.

હિ. ગ. અંજારિયા.

## પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

ભૂગોળ શીખવાની ખરી પદ્ધતિ તો એજ છે કે શીખનારાઓ પાસે પુસ્તક નજ હોવું જોઇએ—માત્ર નકશા જ જોઇએ. પરંતુ એકલા નકશાથી ચલાવી શકે તેવા શિક્ષકો અંગ્રેજી નિશાળોમાં પણ હજી માલમ પડતા નથી, ત્યારે કંગાળ પગારવાળી ગુજરાતી નિશાળોમાં તો તે કયાંથી જ માલમ પડે ? એટલે ભૂગોળનાં પુસ્તક વગર ચાલે તેવું નથી. સરકારી કેળવણી ખાતાંએ પણ તે જરૂર સ્વીકારી છે. પરંતુ ખાતા તરફથી બહાર પડેલાં પુસ્તકમાં નકશાઓનો તો તદ્દન અભાવ છે. ભૂગોળનું જ્ઞાન નકશા વગર અપાય જ નહિં, ભૂગોળનાં પુસ્તકમાં નકશાઓ હોવા જ જોઇએ, એ સત્ય સર્વત્ર સ્વીકારાયેલું હોવા છતાં, ગુજરાતીમાં તેવાં પુસ્તક નહિં હોવાને લીધે આ સાહસ વહોર્યું છે. મુંબઇના ત્રીજા ધોરણ માટે તો એકે પુસ્તક હતું જ નહિં, પરંતુ ગુજરાતનાં ચોથાં ધોરણ માટે

પુસ્તક નથી એમ નથી; છે, અને તે વિગતથી ભરપૂર પણ છે. છતાં તેમાં નકશા નહિં હોવાને લીધે આદર્શરૂપ પુસ્તક એકે નથી એમ કહી શકાશે. તે ખોટ પુરી પાડવાના વિચારથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. સરકારી કેળવણી ખાતું યોગ્યાયોગ્યતાનો વિચાર કરી પુસ્તકને શાળાઓમાં ચલાવવા જેટલી લાયકાતવાળું સ્વીકારશે તો લેખકનો મનોરથ કાંઇક અંશે સિદ્ધ થયો ગણાશે

આ ભૂગોળપોથીમાં વિગત ઝાઝી માલમ નહિં પડે. વિગતની પૂર્ણતાથી તંત્ર-પોથી (ટેક્સ્ટ બુક) ની કિમ્મત કરવાના કરતાં, તે વિષયનાં જ્ઞાન માટે મોહ ઉત્પન્ન કરવો, અને તે મોહ વધતો જાય તેવી રસિક હકીકત વાંચક આગળ રજુ કરવી એ તંત્રપોથી માટે વધારે જરૂરનું ગણવું જોઇએ. તે જરૂર ધ્યાનમાં રાખી આ પોથી માત્ર છોકરાઓને સ્મૃતિને સાહાય્યરૂપ થાય એટલુંજ ધ્યાનમાં રાખવામાં આવ્યું છે શિક્ષકે તો વિગતવાળાં બીજાં ઘણાં પુસ્તકોમાંથી માહેતી મેળવવી જોઇએ. તેટલું છતાં, થોડીક યાદીરૂપ વિગત આપવા જેટલો વિસ્તાર કરવામાં તો આવ્યો છે. એટલે આશા છે કે જોઇતી વિગત થોડી ઘણી તો મળી શકશે.

ચોથું ધોરણ પૂરૂં કરનારા વિદ્યાર્થીઓનું ભૂગોળનું જ્ઞાન કેટલું હોવું જોઇએ તે અન્યત્ર લખેલું જરા ફેર કરી અંહિં ઉતારવામાં આવ્યું છે. કેટલાંક પુસ્તકોમાં ન માલમ પડે તેવું પણ કાંઇક આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યું છે તેનો ખુલાસો આ ઉતારાથી મળી જશે એમ માનું છું.

૧. પોતે રહે છે એ તાલુકો, જીલ્લો, કે સંસ્થાન, અને વિભાગ કેવડો મોટો છે? તેનું ઇલાકામાં, હિન્દુસ્થાનમાં, અને પૃથ્વીમાં સ્થાન કયાં છે? ઇલાકો એટલે શું? તાલુકાના મામલતદાર, જીલ્લાના કલેક્ટર, સંસ્થાનના રાજા, અને વિભાગના કમીશનર, તથા ઇલાકાના ગવર્નર કયાં રહે છે? તે રાજ્યમાં કે ઇલાકામાં કયાં કયાં મોટાં શહેરો આવેલાં છે, અને તે વિદ્યાર્થીના ગામથી કેટલે દૂર અને કઈ દિશામાં છે?

૨. પોતાના તાલુકા, કે રાજ્યની અને આખા ઇલાકાની જમીન કેવી છે? ઉંચી નીચી કયાં છે? પર્વત, નદી, દરિયા કિનારો, હવા, પાણી વિષે જાણવા જેવું શું છે? પર્વત, મોટી નદી, કે દરિયાથી આબોહવા ઉપર અને તે બધાંથી લોકોની તબીયત, રીતભાત અને સામાન્ય રહેણી કરણી પર કેવી અસર થાય છે?

૩. તાલુકા, રાજ્ય તથા ઇલાકાની વસ્તી કેવી છે? તેમાં બોલાતી ભાષા કઇ કઇ છે? બંદર કે રેલ રસ્તે ચાલતા પરદેશ સાથેનો તથા સ્થાનિક વેપાર, ઉપજ, ઉદ્યોગ, સ્થાનિક હુન્નર કારીગરી, કાર-

ખાનાં વગેરે કેવાં કેવાં છે? લોકોનાં ગુજરાનનાં સાધનો કવાં કવાં છે? લોકો ધર્મ કયા કયા પાળે છે? અને કેળવણી સંબંધે તેમની સ્થિતિ કેવી છે?

૪. વિભાગ, તથા ઇલાકામાં દોડતી રેલ ગાડીઓ કઈ કઇ છે? મોટાં મોટાં શહેરોએ જવા માટે કઇ કઇ લાઇન કામની છે? મોટી મોટી સડકો, ઇલાકામાં જાણવા લાયક સ્થળો, જાત્રાનાં અને હવા ખાવાનાં ઠેકાણાં, ટપાલ તાર વગેરેની ગોઠવણ, વગેરે સંબંધે સારૂં જ્ઞાન. દરિયા કિનારો હોય તો મોટાં મોટાં બંદરો કયાં કયાં છે?

૫. વિદ્યાર્થી દેશી રાજ્યમાં રહેતા હોય તો દેશી રાજ્યનું, તથા સરકારી ખાલસા મુલકમાં રહેતા હોય, તો મુંબઇ ઇલાકાનું રાજ્ય બંધારણ કેવું છે? સ્વતંત્ર રાજ્ય, દેશી રાજ્ય, અને સરકારી ખાલસા મુલકમાં શો ફેર છે? અંગ્રેજી ખાલસા મુલકમાં મોટાં શહેરોમાં મ્યુનિસિપાલિટિ અમુક અંશે સ્થાનિક સ્વરાજ્ય ભોગવે છે તે શું હશે? લોકો પોતાના ગામની સુધારણા માટે શું શું કરી શકે? ગામના વતની તરીકે, શહેરી તરીકે, અને સરકારની વફાદાર રૈયત તરીકે શી શી ફરજો અદા કરવી જોઇએ?

૬. રાજ્યની કે વિભાગની અને આખા ઇલાકાની પૂર્વની સ્થિતિ, તેનો કાંઇક ઇતિહાસ, થયેલા અને થતા જતા સુધારા વધારા, ભૂતકાળના જ્ઞાનથી વર્તમાન અને ભવિષ્યની સ્થિતિનો કંઇક ખ્યાલ: આ વિષે આછી આછી, ઉપર ઉપરની, પણ મોટા થાય ત્યારે વધારે જાણવાની ઉત્કંઠા જાગ્રત કરે તેવી સમજ.

૭. મુંબઈ ઇલાકા વિષે જે સામાન્ય જ્ઞાનની વાત કરી છે તેવુંજ—પણ જરા ઓછી વિગતવાળું—હિન્દુસ્થાન વિષે જ્ઞાન.

૮. હિન્દુસ્થાનમાં રાજ્ય કરનારા અંગ્રેજો કયાંના રહીશ છે? તેમનો દેશ ઇંગ્લાંડ કયાં છે? હિન્દુસ્થાન એશિયા ખંડમાં છે, ઇંગ્લાંડ યુરોપ ખંડમાં છે, તો ખંડો વિષે સહેજ પિછાન; અંગ્રેજોનો દેશ અને અંગ્રેજ લોકો, તેમનું રાજ્ય બંધારણ, તેમના હુન્નર ઉદ્યોગ, તેમનું કળા કૌશલ્યમાં અગ્રસ્થાન વગેરે વિષે સામાન્ય જ્ઞાન.

ચોથું ધોરણ પૂરૂં કરનાર વિદ્યાર્થી ઉપર કહેલી બાબતો જાણે એટલે ભૂગોળ સંબંધે સારૂં જ્ઞાન મળ્યું એમ કહી શકાશે.

ઘણીવાર શિક્ષકો તરફથી પૂછવામાં આવે છે કે ધોરણમાં સામાન્ય જ્ઞાન—સાધારણ પિછાન—એવું લખવામાં આવ્યું હોય છે, અને પ્રચલિત તન્ત્રપોથીમાં વિગત વધારે હોય છે, ત્યારે કેટલું શીખવવું? બધું શીખવવાનું બને નહિ, અને થોડું મૂકી દેવાય તો

પરીક્ષાની કસોટીમાં સોસવું પડે, ત્યારે કરવું શું ? આ પ્રશ્ન અને શંકાના સમાધાન તરીકે આ પોથી રજુ કરવામાં આવે છે.

છેવટે, રા. ઝવેરભાઈ બકોરભાઈ તથા રા. જટાશંકર પરમાનન્દે એક રીતની, અને બુકસેલર ઠક્કર બેચર મેઘજીએ બીજી રીતની મદદ આપવા માટે તે બધાનો ઉપકાર માની, ભૂગોળના શિક્ષકે ધ્યાનમાં રાખવા જેવી બેએક સૂચનાઓ આપી પ્રસ્તાવના પૂરી કરૂં છું. આમાંથી થોડીક સૂચના મુંબઈના ત્રીજા ધોરણ માટેની પોથીમાં આપવામાં આવી હતી તે ફરી આપી છે અને બીજી 'ભૂગોળના પદાર્થપાઠો' નામના પુસ્તકમાંથી આપવામાં આવી છે. ભૂગોળ કેમ શીખવવી તથા શા માટે શીખવવી એ ઉપર કહેલાં પુસ્તકમાં વિગતથી કહેવામાં આવ્યું છે. આશા છે કે થોડા વખતમાં તે બહાર પડશે; ત્યારે જીજ્ઞાસુ શિક્ષકોએ તે જોઈ લેવા કૃપા કરવી.

૧. પુસ્તકમાં આપેલી હકીકત પોપટ પેઠે મોઢે બોલી જાય એટલે શિક્ષણ મળી ગયું એમ સમજવાની ભૂલ ઘણાખરા શિક્ષક કરે છે. એકે વિષયમાં તેવુ જ્ઞાન ખરૂં જ્ઞાન ગણાતું નથી–ભૂગોળમાં તો નહીંજ. માટે આ ગ્રથિકામાં આપેલા શબ્દો મોઢે કરાવવાનું ખોટું પગલું કદી ભરતા નહિં.

૨. પુસ્તક તો સ્મૃતિને મદદરૂપ થાય એટલા માટે છે. પહેલી વાર શીખવતી વખતે કે નવું જ્ઞાન આપતી વખતે પુસ્તકના ઉપયોગની જરૂર નથી. જે શીખવવું હોય તેની વાત પહેલાં કહેવી–અને તો તો તે તે વસ્તુ કે જગા પ્રત્યક્ષ બતાવવીજ જોઇએ અને તેમ કર્યા પછી વિષય બરાબર પાકો સમજી જવાય અને તૈયાર થઇ જાય ત્યાર પછીજ, પુસ્તકનું વાંચન શરૂ કરવું.

૩. ભૂગોળમાં સ્થાન કે સ્થળનું એકે નામ, તેની સાથે કાંઇ પણ સંબંધ જોડયા વિના દેવુંજ નહિ. તે સ્થળ કે સ્થાનની સાથે કાંઇ પણ હકીકત, કે બનાવ, કે માણસનો સંબંધ, કે તેવું કાંઇ જોડી દઈનેજ છોકરાંઓને તે નામ આપવું.

૪. નકશાનો ઉપયોગ બને તેટલો વધારે કરો, પણ પહેલાં નકશાની સમજ બરાબર આપવાનું ધ્યાનમાં રાખવું. ભૂગોળના દરેક પાઠને વખતે નકશો પાસેજ રાખવો.

૫. છોકરાં સંચા નથી, બોલતાં વાજાં નથી, પણ જીવન ચેતનવાળાં ભવિષ્યનાં મહાજનો છે એ ધ્યાનમાં રાખો. તેમની બુદ્ધિ **વિકસાવવાનું** તમારૂં કામ છે, તેમની બુદ્ધિને અમુક વાતો મોઢે કરાવી તેમાંજ રોકી રાખી, **કુંઠિત અને મર્યાદિત કર-**

વાનું નહિં. આ વસ્તુસ્થિતિ સમજવાની તાકાત આપણા શિક્ષકોમાં વધતી જાય તેવાં પગલાં તમે પોતેજ લેતા થાઓ.

૬. મુલક મુલકની પેદાશ મોઢે કરાવવાના કરતાં "પેદાશનું પ્રદર્શન" નાના સ્વરૂપમાં રાખવામાં આવે તો ઘણું સારૂં. એક દેશ માટે એક કાર્ડ અને નાની પેટી, તે કાર્ડ ઉપર તે દેશ તથા તેમાંની પેદાશનું નામ, અને પેટીમાં તે તે વસ્તુ. જે ભાગમાં જે વસ્તુ જાણવા લાયક થતી હોય તે મેળવીને આ પ્રદર્શન તૈયાર કરવાનું ધ્યાનમાં રાખવું

૭. એ ખાસ યાદ રાખો કે પ્રત્યક્ષ વસ્તુનાં દર્શનથી પહેલું પ્રત્યક્ષ જ્ઞાનજ આપો. પ્રત્યક્ષ અવલોકનથીજ શરૂઆત કરો; વિદ્યાર્થીની આસપાસનો મુલક અને તેમના અનુભવમાં આવતી હોય તે તે વિગતનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવ્યા પછીજ, તે મારફતજ વધારે જ્ઞાન મેળવે તેવી યોજના કરો.

ભૂગોળના શિક્ષણમાં અભ્યાસનો ક્રમ ગોઠવવામાં યોગ્યતા રાખો. પહેલાં પાણી અને જમીનની વ્યાખ્યાઓ મોઢે કરાવવાનીજ પદ્ધતિ ચાલુ છે તે ખોટી છે. છોકરાંઓ જે જે જોઈ શકે, હમેશ જોતા હોય, તેવી વાતોથી શરૂઆત કરી, તે તે વ્યાખ્યા સમજાવી, પછી ક્રમે ક્રમે આગળ વધો. પહેલા વર્ગનો ઓરડો પછી નિશાળ, પછી ઘર, શેરી, ગામ, ગામનું પાદર, ગામની સીમ, મહાલ, તાલુકા એમ ક્રમે ક્રમે શીખવતા જાઓ.

૯. ભૂગોળના શિક્ષણમાં 'પર્યટન'—આસપાસના ભાગોમાં સફર કરવી—એ ખાસ જરૂરનું છે. શિક્ષણની શરૂઆત પર્યટનથી કરો—પછી તેના નમુના બનાવો—અને ત્યાર પછીજ નકશા શરૂ કરો. પર્યટન અને નમુના એ પહેલાં પગથીયાં ભૂલી ન જાઓ—તે તરફ ઉદાસીન ન રહો.

૧૦. નકશાઓ બને ત્યાં સુધી રૂપરેખાવાળા—અગર ઘણીજ થોડી વિગતવાળા રાખો. શિક્ષક પોતે કાળા પાટીયાપર હદ રેખા દોરી નકશો કાઢે અને પછી છોકરાઓ શીખેલી વિગત પોતાની મેળે તેમાં લખે એ પસંદ કરવા લાયક છે એ ધ્યાનમાં રાખો.

નકશાઓનો સદુપયોગ કરો, તન્ત્રપોથીને સ્મૃતિપોથી ન બનાવો; ભૂગોળનો પાઠ આપતા પહેલાં તમે પોતે અનેક વિગતોવાળાં પુસ્તકો વાંચી તૈયાર થાઓ એ જરૂરની સૂચના લક્ષમાં રાખો.

ઑગસ્ટ ૧૯૧૫. હિ. ગ. અંજારિયા.

# ચોથા ધોરણ માટે ભૂગોળ

## પ્રકરણ ૧ લું

### મુંબઈ બેટ

### ઇતિહાસ, પ્રાકૃતિક વર્ણન વિગેરે.

મુંબઈ ઇલાકો હિંદુસ્થાનમાં છે, અને મુંબઈ બેટ મુંબઇ ઇલાકાનો ભાગ છે, એ તો તમે શીખ્યા છો. મુંબઇ ઇલાકાના પશ્ચિમ કિનારાના લગભગ મધ્યમાં, પહેલાં નાના નાના બેટો હતા. તે બધાને જોડી દેવાથી મુંબઈ બેટ બન્યો છે, એ પણ તમે હવે જાણ્યું છે. મુંબઈ બેટ નથી રહ્યો, પણ દ્વીપકલ્પ થયો છે, સાષ્ટીની સાથે તે જોડાઈ ગયો છે, એ પણ તમને કહેવામાં આવ્યું છે. જે નં. ૧ નો મુંબઇ બેટ અને સાષ્ટી બેટનો નકશો છે તે જુઓ. એ બંને મળી એક બેટ જ હવે ગણાવો જોઇએ. મુંબઇ હવે દ્વીપકલ્પ જ ગણવો જોઇએ.

મુંબઈ બેટને સાષ્ટીનાં ગામ વાંદરાની સાથે જોડનારો લેડી જમશેદજી બ્રિજ તમે જોયો હશે. વાંદરાની ખાડી ઉપર તે પૂલ બાંધવામાં આવ્યો છે. શીવથી કુરલા જતાં તો હવે પાણી ઓળંગવું પણ નથી પડતું. ત્યાં તો જમીનજ થઈ ગઈ છે. તે જમીન મુંબઈ અને સાષ્ટી બંનેને જોડે છે. મુંબઈ અને સાષ્ટી એ બે મોટા જમીનના ભાગને જોડનારી જમીનની જે લાંબી પટ્ટી છે તેને 'સંયોગી ભૂમિ' કહેવાય. જમીનના બે મોટા ભાગો જોડનારી જમીનની જે નાની પટ્ટી તે 'સંયોગી ભૂમિ.' સંયોગી=જોડનારી, ભૂમિ=જમીન.

આ મુંબઈ બેટ પહેલાં એક બેટ ન હતો, પણ નાના નાના સાત ટાપુ હતા. જે નં. ૨ ના જુના મુંબઈના નકશામાં જુઓ— તેમાં સાતે ટાપુ ગણી કાઢો. તે ટાપુઓમાં નં૦ ૧ જેમાં લખ્યો છે તે **મહિકાવતીને** નામે પ્રખ્યાત હતો તે વાત પણ તમે શીખી ગયા છો. તે ભાગમાં તથા જેમાં નં૦ ૧૭ છે તેમાં પહેલાં દખ્ખણ કે દક્ષિણના **રાજાઓનું રાજ્ય** હતું. તેઓ **હિન્દુ** રાજાઓ હતા. પછી **મુસલમાનોએ** તે ભાગો જીતી લીધા અને ગુજરાતના સુલતાનોને હસ્તક તે ભાગો **ઘણો** વખત રહ્યા. મુસલમાનો પાસેથી **ફીરંગી** એટલે **પોર્ટુગીઝ**

લોકોએ પડાવી લીધા, અને પછી અંગ્રેજોના હાથમાં તે આવ્યા એ પણ તમે જાણ્યું છે. અંગ્રેજોના વખતમાં તે ટાપુઓ સુધરવા લાગ્યા; વચ્ચેનો દરિયો પણ પુરાતો ગયો.

મુંબઈની પૂર્વ તરફ દરિયાનો જે ભાગ જમીનમાં ઘૂસી ગયો છે તેને મુંબઈનું બારૂં કહે છે. મુંબઈ–સાષ્ટીના નકશામાં જોશો તો માલુમ પડશે કે જમીનના મોટા ભાગ અને મુંબઈ બેટની વચ્ચે પાણી આવી ગયું છે. પશ્ચિમ તરફ મુંબઈ બેટનો ભાગ આવી જવાથી પવનનું જોર નરમ પડી જાય અને તેથી દરિયો શાન્ત રહે. દરિયાનો જે ભાગ આવી રીતે ઘૂસી ગયો છે તે ઘણો શાન્ત અને ઉંડો હોવાથી મુંબઈનું બંદર ઘણું સહીસલામત ગણાય છે. તેથી પરદેશી વહાણો આગબોટો લાવવાનું ત્યાં વધારે અનુકૂળ પડે છે. તેનો ઉપયોગ થવાથી વેપાર વધવા લાગ્યો, વસ્તી પણ વધવા લાગી, અને મુંબઈ આજે આખા હિન્દુસ્થાનમાં પહેલા નંબરનું બંદર અને શહેર બની ગયું. દેશ દેશના લોકો પોતાનો માલ અહિં ઘણી સહેલાઇથી લાવી શક્યા. માલ અહિં આવવા લાગ્યો એટલે બીજાં શહેરો સાથે સંબંધ વધતો ચાલ્યો. હમણાં મુંબઇથી મદ્રાસ, દીલ્હી, કલકત્તા, એમ સીધી રેલો જાય છે; સીલોન, બ્રહ્મદેશ એમ આગબોટો જાય છે અને તેથી આખા હિન્દુસ્થાન સાથે મુંબઈ જોડાઈ ગયેલ છે (રેલ્વે બતાવનાર નકશો જુઓ). પરદેશની આગબોટો અહિં ભરાય છે એટલે હિન્દુસ્થાનમાંથી બહાર જતા માલમાંથી ઘણો ખરો બધો માલ અહિં જ આવે છે. તે માલની આવજા થવા સાથે મજુરો, મુકાદમો, અને એ બધાંની વ્યવસ્થા કરનારી ઓફિસો અને પેઢીઓ એ બધું અહીં વધવા લાગ્યું. રેલગાડીઓની ગુડસ અને બંદર પરની સ્ટીમરો જોવાથી તમે જાણી શકશો કે કેટલો બધો માલ બહાર ગામથી આવે છે-પરદેશ ચઢે છે અને પરદેશથી આવે છે! શીવડી પાસેની રૂની વખારો જ જોશો તો છક થઈ જશો! તે બધું રૂ પરદેશ જાય છે અને તેનાં કપડાં વણાઈ આપણે ત્યાં આવે છે! તેમ જ બીઆં, ચામડાં, શણ, વગેરે ઘણી ચીજો અહિંથી જાય છે અને બીઆંનાં તેલ, ચામડાંના જોડા, શણનાં ગુણપાટ વગેરે બની પાછાં આવે છે! પણ જતા અને આવતા માલની કિંમતનો તફાવત તમે જાણો છો? તેવું થાય છે તેનું કારણ એ જ કે પરદેશના લોકો હુન્નર કારીગરીમાં બહુ ચઢીઆતા છે. બુદ્ધિમાં અને જોરમાં ચઢીઆતા હોય તે જ બધો લાભ લઇ શકે છે એ તમારે જાણવું જોઇએ. અંગ્રેજ સરકાર હિન્દીઓની બુદ્ધિ અને શક્તિ ખીલવવા માટે હમેશાં પ્રયાસ કરે છે,

## નકશો નં. ૧.



# નકશો નં. ૨



અને તેથી દરેક છોકરે ક્ષણ પ્રતિક્ષણ અંગ્રેજ સરકારનો ઉપકાર માની તેમના પ્રયાસોમાં બનતી મદદ કરવી જોઇએ.

મુંબઇ વસ્તીમાં અને વેપારમાં હિન્દુસ્થાનનું મોટામાં મોટું શહેર–બંદર છે. તેની આસપાસ દરિયો હોવાથી હવા સમશીતોષ્ણ રહે છે, અને જમીન પણ લગભગ સપાટ જેવી જ છે; જૂજ જૂજ ટેકરીઓ છે, અને જે જગાએ પહેલાં દરિયો ધૂસી આવતો તે રોકી દેવાથી જે જમીન કરી છે તે જગા કંઇક નીચી છે. પણ એકંદરે મુંબઈની જમીન સીધી અને સપાટ કહેવાય તેવી જ છે. મૂળથીજ નાના નાના, નીચા, ટાપુઓ હોવાથી નદીનો તો સંભવ જ હોય નહિ. તળાવો થોડાં ઘણાં હતાં અને પાણી માટે કુવાઓ હતા, પણ હવે મુંબઇથી દૂર ત્રણેક મોટાં તળાવો કરી ત્યાંથી પીવાનું પાણી નળ વાટે લાવવામાં આવે છે, એટલે કુવાની જરૂર રહી નથી. વપરાશ કમી થતાં, કુવાઓ પૂરી દેવામાં આવે છે. તળાવોમાંથી કેટલાંક પૂરી દેવાયાં છે; રહેલાં પૂરી દેવાશે એવો સંભવ છે.

મુંબઇમાં તો પહેલાં માત્ર કોટના ભાગમાં વસ્તી હતી. ફરતો કિલ્લો હતો, તેને જે દરવાજા હતા તેમાંથી માત્ર બેનાં જ નામો હવે રહ્યાં છે; ચર્ચગેટ અને બજાર ગેટ. ગેટ એટલે દરવાજો. ચર્ચ (દેવળ) પાસે દરવાજો હતો તે ચર્ચગેટ કહેવાતો અને ત્યાં જે રસ્તો થયો તેને ચર્ચગેટ સ્ટ્રીટ નામ મળ્યું; તેમજ બજારગેટ સ્ટ્રીટ નામ પડ્યું છે. વેપાર વધવાથી વસ્તી વધી એટલે કોટની બહાર રહેવાનાં મકાનો થવા લાગ્યાં. અને હવે તો ઠેઠ માહિમ સુધી વસવાટ થઇ ગયો છે. પહેલાં અંધારા માળા, સાંકડી ગલીઓ, એવું હતું, અને ગટરો નહોતી. તેથી અંધારૂં અને ગંદકી હતાં. હવે તો મુંબઈનું સ્વરૂપ જ ફરી ગયું છે.–મોટા અને પહોળા રસ્તામાં સુંદર અને ભવ્ય મકાનોથી મુંબઇનું સૌંદર્ય દિન પ્રતિદિન વધતું જાય છે.



## પ્રકરણ ૨ જું

### મુંબઈ બેટ—ચાલુ.

### કારખાનાં, વેપાર, રાજ્યવહીવટ.

મુંબઇ વસ્તીમાં અને વેપારમાં મોટું છે, તેમજ કારખાનાંઓનું અને હુન્નરોનું પણ મથક છે. રૂ કાંતવાની, સુતર વણવાની, રેશમના

વણાટ કામની ઘણી મીલો છે; ટંકશાળ, લોઢાનાં કારખાનાં, બી. બી. અને જી. આઇ. પી. નાં કારખાનાં, કસબ કરવાનાં કારખાનાં, છાપખાનાંઓ વગેરે અસંખ્ય કારખાનાંઓ લોકોને પોષે છે, અને દેશમાં હુન્નર જ્ઞાન વધારે છે. ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ, રે આર્ટ સ્કૂલ, વેધશાળા, તોપખાનાં વગેરેથી પણ કેટલું જ્ઞાન મળે છે! નાના નાના ધંધા રોજગારથી પણ ઘણા માણસોને આજીવિકા મળે છે. આ બધાંની સાથે ફરવાની જગાઓ જેવી કે ચોપાટી, પાલવા, બેન્ડસ્ટેન્ડ, મહાલક્ષ્મી, તેમજ નાટકો, અને સિનેમેટોગ્રાફો જેવાં આનંદ આપનારાં સાધનો, કોટમાં સરકલ ગાર્ડન, તથા હમણાં થતો ભાટીયા બાગ, કોટની બહારના ભાગમાં નોર્થબ્રુક ગાર્ડન, રાણીબાગ એવાં એવાં આનંદ વિહારનાં સ્થળો, તથા રાજાબાઇ ટાવર, આલ્બર્ટ મ્યુઝિઅમ, પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિઅમ વગેરે અનેક જોવા લાયક છે. આ બધી જગાઓનાં નામ શીખી જવાથી, છોકરાંઓ! તમને કશો લાભ થવાનો નથી. દર મહિને એકાદ બે સ્થળ જોવાનો બંદોબસ્ત કરવો; અને જોવાં ત્યારે પણ ઉપર ઉપરથી જોઇને ચાલ્યા આવવું નહિ. તે સ્થળમાં શું જોવા લાયક છે, ત્યાં ગયાથી તમે નવું શીખ્યા, તેનો ઉપયોગ તમે શો કરી શકશો એ સવાલોનો વિચાર કરવો અને તેમ કરશો તો જ ખરો લાભ થશે. મુંબઇમાં જેટલું જોવા જાણવાનું મળે છે તેટલું બધું હિન્દુસ્થાનના બીજા એક જ શહેરમાં ભાગ્યેજ મળી શકશે.

કારીગરી વેપાર વગેરેમાં મુંબઇ સારૂં છે. પણ આખા હિન્દુસ્થાનનો જે ધંધા પર આધાર છે, તે ધંધો મુંબઈ તળમાં મુદ્દલ જ નથી એમ કહીએ તો ચાલે. તે ધંધો કયો હશે તે તમે કહી શકશો? તે ધંધો ખેતીનો છે. દરેક દેશની દોલતનો આધાર ખેતી, ખનીજ કે હુન્નર કારીગરી ઉપર હોય છે. હિન્દુસ્થાનમાં ખનીજ પુષ્કળ છે, પરંતુ તેમને ગાળવાની અને ઉપયોગમાં લેવાની કળા હિન્દીઓમાં નથી. તેમ હુન્નર કારીગરીમાં પણ હવે હિન્દીઓ માત્ર નકલ કરનારા જ થઈ ગયા છે. ખેતીમાં પણ લગભગ તેવું જ છે. વરસોનાં વરસો થયાં જે મુજબ ચાલતું આવેલું છે, તેમ ચલાવવું એવો હિન્દીઓનો સ્વભાવ છે, તેથી ખેતીમાં નવા સુધારા થતા નથી. તોપણ દેશની સામાન્ય ફળદ્રુપતા ઠીક ઠીક હોવાથી હજુ ખેતીમાંથી ઉત્પન્ન સારૂં થાય છે. વરસાદ સારો સારો થયો હોય તો તો દેશના લોકો ખૂબ ખાય તોપણ વધે એટલું બધું અનાજ ખેતીથી પાકે છે. એટલે હિન્દુસ્થાન હજી ખેતીમાં સારો ગણાય તેવો દેશ છે. પણ તે ખેતીમાંનું

કાંઇ પણ કામ મુંબઇ બેટમાં થતું નથી. મુંબઇનો આધાર વેપાર અને કારખાનાં પર છે.

મુંબઇમાં સ્થાનિક સ્વરાજ્ય છે તે તમે શીખી ગયા છો. મ્યુનિસિપાલિટિમાં ૧૦૬ કોરપોરેટરો છે અને તેમાંથી મોટા ભાગની ચુંટણી લોકો તરફથી થાય છે. ચુંટણી વખતે મત આપવાનો હક માસિક દશ રૂપીઆ ભાડું આપનારને અને કેળવણીમાં આગળ વધેલા માણસોને છે. દર ત્રણ ત્રણ વરસે ચુંટણી થાય છે, ત્યારે ધમાલ જોવા જેવી થાય છે.

મ્યુનિસિપાલિટિ અમુક બાબતોનો જ કારભાર કરી શકે છે. કુલ મુખત્યાર તો અંગ્રેજ સરકાર જ છે. તેથી નામદાર ગવર્નર સાહેબના હાથ નીચેના કેટલાક અમલદારો અમુક કામકાજ કરે છે, અને બીજાં બીજા મોટા અમલદારો કરે છે. મુંબઇ ખાતે કલેકટર સાહેબ રેવન્યુ ખાતાના ઉપરી છે, પોલિસ કમીશનર પોલિસ ખાતાના, અને ચીફ જજ્જ ન્યાયખાતાંના ઉપરી છે.

મુંબઇ બેટ એ મુંબઇ ઇલાકાનો ભાગ છે અને જેમ ઇલાકાના બીજા ભાગો નામદાર ગવર્નર સાહેબના હાથમાં છે તેમ તે પણ છે. આખા ઇલાકાનો કારભાર કરનાર નામદાર ગવર્નર સાહેબ અને તેમની બે કાઉન્સીલો છે. તે સમસ્ત મંડળને **મુંબઇ સરકાર** એવું નામ અપાય છે. એકઝીક્યુટીવ એટલે કારોબારી મંડળ અને લેજીસ્લેટીવ એટલે કાયદા બાંધનાર એ બે મંડળો વિષે તમે થોડું જાણ્યું છે, અને તે બંન્નેમાં હિન્દીઓ બેસી શકે છે એ પણ તમને યાદ હશે. મુંબઇ સરકાર–મુંબઇના નામદાર ગવર્નર સાહેબ અને તેની સાથે કામ કરનારી બન્ને કાઉન્સીલો મુંબઇ ઇલાકાનો કારભાર ચલાવે છે. કારભારની સરળતા માટે જુદાં જુદાં ખાતાંઓનાં ઉપરીઓ હોય છે. મુખ્ય ખાતાં રેવન્યુ એટલે વસુલાત ખાતું, પોલીસ ખાતું, ન્યાયખાતું અને કેળવણી ખાતું એટલાં તમે જાણશો તો બસ થશે. એટલું યાદ રાખજો કે ન્યાયખાતું એક નિરાળુંજ ખાતું છે. નામદાર ગવર્નર સાહેબના સીધા તાબામાં તે નથી. આખા મુંબઇ ઇલાકાના જુદા જુદા ભાગ કરવામાં આવ્યા છે. તેવા છ ભાગ છે, પાંચ વિભાગ અને છઠ્ઠો મુંબઇ બેટ, એ તમને યાદ હશે. તે બધામાં એક એક અમલદાર સર્વોપરી હોય છે. રેવન્યુખાતાના કમીશનર, પોલીસ ખાતાના સુપ્રિન્ટેન્ડેન્ટ, ન્યાયખાતાના સેશન્સ જજ્જ અને કેળવણી ખાતાના ઇન્સ્પેકટર એ બધા તે તે ભાગોના મુખ્ય અમલદારો છે. આખા ઇલાકા

માટે તે હરેક ખાતાના જુદા ઉપરીઓ છે. રેવન્યુ ખાતા માટે કાઉન્સીલના રેવન્યુ મેમ્બર, પોલિસ ખાતા માટે ઇન્સ્પેકટર જનરલ ઓફ પોલિસ, ન્યાયખાતા માટે ચીફ જજ્જ અને કેળવણી ખાતા માટે ડાયરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન, એ મુંબઇ ઇલાકા માટે શ્રેષ્ઠ ઉપરીઓ છે. સર્વથી શ્રેષ્ઠ અધિકારી નામદાર ગવર્નર સાહેબ છે. જેમ મુંબઇ ઇલાકો છે, તેમ હિન્દુસ્થાનના બીજા ઇલાકા પણ છે. અને થોડાક તેથી નાના ભાગો પણ છે. તે બધાના ઉપરી નામદાર વાઇસરૉય સાહેબ છે, કે જેઓ દીલ્હીમાં રહે છે અને આખા હિન્દુસ્થાન ઉપર હકુમત ધરાવે છે.

પરંતુ વાઇસરૉય સાહેબ પણ બધી બાબતમાં સ્વતંત્ર નથી. ઇંગ્લન્ડ-વિલાયતમાં એક ઇન્ડિયા કાઉન્સીલ છે, અને સેક્રેટરી ઑફ સ્ટેટ ફોર ઇન્ડિઆ છે. તે વાઇસિરૉયથી પણ ઉપરી અમલદાર છે; તે સેક્રેટરી સાહેબ વિલાયતના પ્રાઇમ મિનિસ્ટરના હુકમ મુજબ કામકાજ કરે છે. પ્રાઇમ મિનિસ્ટર એટલે મુખ્ય દિવાન. શહેનશાહ જ્યોર્જના તે મુખ્ય દિવાન ગણાય છે. આપણા સાર્વભૌમ રાજા શહેનશાહ જ્યોર્જને તો તમારામાંથી ઘણાએ જોયા હશે. નહિં જોયા હોય તો પણ છબી તો જોઇ હશે, તેથી તમે તેમને ઓળખી જ શકશો. તે શહેનશાહ હિન્દુસ્થાનના એટલે આપણા મહારાજા છે. તેમના હુકમ પ્રમાણે હિન્દુસ્થાનનો રાજ્ય-કારભાર ઉપર ગણાવેલા અમલદારો ચલાવે છે.

## પ્રકરણ ૩ જું

### ઉત્તર વિભાગ, તથા મુંબઇ પરા વિભાગ
### જીલ્લા, નદી, પર્વત વગેરે.

મુંબઇ ઇલાકાના પાંચ વિભાગ છે તે તો તમે જાણો છો. મુંબઇ બેટ સીધી રીતે તેમાંથી બેની સાથે જોડાયો છે. કુરલા, વાંદરા, અંધેરી, બરોલી, એ બધાં મુંબઇ પરા વિભાગમાં છે. રેલ રસ્તે સીધા તે ભાગમાં જવાય છે. અલીબાગ, પનવેલ, સ્ટીમર રસ્તે જવાય છે, અને તે દક્ષિણ વિભાગમાં છે. કરાંચી જનારી સ્ટીમરો પણ મુંબઇથી સીધી જાય છે, તેથી સિંધ સાથે પણ જોડાયેલો છે એમ કહી શકાય. મધ્યવિભાગમાં જવા માટે મુંબઇ પરા વિભાગના સાષ્ટી જીલ્લામાં થઇને જવું પડે, અગર સુરત થઈ તાપ્તીવેલી રેલ્વેદ્વારા જવાય છે.

## નકશો નં. ૩



તમે સામાન્ય ભૂગોળ તો શીખી ગયા છો, એટલે તે તો બધું યાદ હશે. જુઓ નં. ૩ ના નકશામાંથી તે બધું ફરીથી તાજું કરો.

મુંબઇ બેટથી આપણે રેલ રસ્તે નીકળીએ તો 'સાષ્ટી જીલ્લા'માં દાખલ થઇએ. તે જીલ્લો મુંબઇ પરા વિભાગનો ભાગ છે. વિભાગના ઉપરી કમીશનર સાહેબ છે, પણ જુદા જુદા ભાગની દેખરેખ રાખવા માટે, વિભાગના પાછા પેટા ભાગ કર્યા છે, અને તેવા ભાગને 'જીલ્લો' કહે છે. જીલ્લાના ઉપરી કલેકટર કહેવાય છે. જુઓ ઉત્તર વિભાગનો જુદો જ નં. ૪ નો નકશો, અને તેમાં ઉત્તર વિભાગના બધા જીલ્લાનાં નામ મોટે છૂટે અક્ષરે લખ્યાં છે તે વાંચી વાકેફ થાઓ. તે બધા કમીશનર સાહેબના તાબામાં છે. દરેક જીલ્લા માટે કલેકટર હોય છે. જીલ્લાના પણ પાછા ભાગ કરવામાં આવે છે. તેવા નાના ભાગને તાલુકા, અને તાલુકાના પણ ભાગ હોય છે, તેને મહાલ કહે છે. તાલુકાના ઉપરી મામલતદાર અને મહાલના ઉપરી મહાલકારી કહેવાય છે.

## મુંબઈ પરા વિભાગ

હાલમાં થાણા જીલ્લાનાં થોડાં થોડાં ગામ લઇ મુંબઇ પરા વિભાગ એવો એક નવો નાનો વિભાગ કર્યો છે. મુંબઇમાં રહેવાની સગવડ જોઇએ તેટલી નહિ હોવાથી આસપાસના ભાગમાં મુંબઇના લોકો રહી શકે તેવી સગવડ કરવાની જરૂર જણાઇ, અને તેથી આ નાના વિભાગને જૂદો પાડયો. રેવન્યુ–વસુલાત–ખાતા માટે જેમ એ વિભાગ જૂદો કાઢયો, તેમ કેળવણી ખાતા માટે 'મુંબઈ વિભાગ' એક નવો વિભાગ કરવામાં આવ્યો છે.

મુંબઈ પરા વિભાગમાં ત્રણ તાલુકા ઠરાવવામાં આવ્યા છે. (૧) દક્ષિણ સાષ્ટી, (૨) ઉત્તર સાષ્ટી, અને (૩) અમ્બરનાથ.

આ વિભાગમાં મુખ્ય ગામો નીચે પ્રમાણે છે. તે બધાં ગામો મૂળ તો નાનાં નાનાં ગામડાં હતાં, પણ મુંબાઇના લોકો ત્યાં વસવાથી ઉજળી વસ્તીવાળાં થયાં છે. વાંદરા, વિલેપારલે, અંધેરી, વેસાવા, ગોરેગામ, મલાડ, બોરીવલી, ભાચંદર, કુર્લા, ટ્રોમ્બે, ભાંડુપ, વિખરોલી, અમ્બરનાથ, વડવલી.

## ઉત્તર વિભાગ.

ઉત્તર વિભાગમાં છ જીલ્લાઓ છે, તેનાં નામ યાદીમાં આપ્યાં છે. તેની બરાબર હદ નિશાળના મોટા નકશામાંથી જોઇ લેજો.

જીલ્લાઓમાં તો અંગ્રેજ સરકારના જ મુલકનો સમાવેશ થાય છે. હિન્દુસ્થાનનો બધો મુલક કાંઇ અંગ્રેજ સરકારનો ખાલસા મુલક નથી. ખાલસા મુલક એટલે એવો મુલક કે જેની ઉપજ, દેખરેખ, કારભાર, વગેરે બધું અંગ્રેજ સરકારનું જ હોય. પૂરેપૂરૂં ધણીપણું જે ભાગ પર હોય તે **ખાલસા** મુલક કહેવાય.

હિન્દુસ્થાનમાં બધો મુલક તેવી રીતે અંગ્રેજ સરકારના તાબામાં નથી. કેટલોક દેશી રાજાઓના હાથમાં છે. અને કેટલોક પ્રમાણમાં તો બહુજ થોડો–બીજા સ્વતંત્ર લોકોના હાથમાં છે. તેવા સ્વતંત્ર લોકો પરદેશી પણ છે અને દેશી પણ છે. પરદેશીઓમાં પોર્ટુગીઝ (ફીરંગી) અને ફ્રેંચ; એ લોકોની પાસે થોડો થોડો મુલક છે. તે લોકો તદ્દન સ્વતંત્ર જ છે. અંગ્રેજ સરકારનો તેમના પર કંઇ પણ અમલ નથી. તેવાં રાજ્યોને **સ્વતંત્ર રાજ્યો** કહે છે. દેશી લોકોનાં પણ બે સ્વતંત્ર રાજ્યો છે, નેપાળ અને ભૂતાન. હિન્દુસ્થાનમાં **સ્વતંત્ર** રાજ્યો દેશીમાં નેપાળ અને ભૂતાનનાં, અને પરદેશીમાં ફીરંગી અને ફ્રેંચનાં છે.

ફીરંગીઓનો બધો મુલક માત્ર મુંબઇ ઇલાકામાં જ છે, હિન્દુસ્થાનના બીજા ભાગમાં નથી. દીવ, દમણ, અને ગોવા એ ત્રણ ફીરંગીઓનાં છે એ તો તમે જાણો છો. ફીરંગીઓનાં સ્વતંત્ર રાજ્ય અને અંગ્રેજોનો ખાલસા મુલક એ ઉપરાંત બીજો મુલક દેશી રાજ્યોનો છે.

તમને એકવાર કહેવાઇ ગયું છે કે દેશી રાજ્યપર દેખરેખ રાખવા અને યોગ્ય સલાહ આપવા અંગ્રેજ અમલદારો રહે છે. મોટાં રાજ્યોમાંના તેવા અમલદારને **રેસીડન્ટ** કહે છે. વડોદરામાં રેસીડન્ટ રહે છે. સાધારણ નાનાં મોટાં રાજ્યો એક અમલદારની દેખરેખ નીચે હોય છે, ત્યારે દેખરેખ રાખનાર અમલદાર **એજન્ટ** કે **પોલિટિકલ એજન્ટ** કહેવાય છે. દેશી રાજ્યોમાં કેટલાંક બહુ મોટાં છે. તેવાં મોટાં રાજ્યો ઇલાકાના ગવર્નર સાહેબના તાબામાં નહિ પરંતુ નામદાર વઇસિરોયના તાબામાં છે. મુંબઇ ઇલાકામાં વડોદરાનું રાજ્ય તેવું છે. નાનાં રાજ્યો ઘણું કરી વિભાગના કમીશનરને તાબે હોય છે, પણ તેમાં એ જો મોટાં મોટાં રાજ્યો હોય તે ઉપર એક જુદો જ અમલદાર રખાય છે, અને તે ઉપરી સરકારના સીધા તાબામાં જ રહે છે. કાઠિયાવાડ, કચ્છ, પાલણપુર વગેરે દેશી રાજ્યો હવે નામદાર વાઇસિરોય સાહેબના તાબામાં મૂકવામાં આવ્યાં છે.

વડોદરામાં રેસિડન્ટ, કાઠીયાવાડમાં એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ, અને બીજી એજન્સીઓમાં પોલિટીકલ એજન્ટ રાખવામાં આવે છે.

આ બધાં દેશી રાજ્યોની ઉપજ પોતાની જ છે. પોતાના રાજ્યમાં કારભાર ચલાવવામાં પણ તેઓ ઘણે ભાગે સ્વતંત્ર છે. જો રાજાઓની સાથે સંબંધ હોય તો તેવી બાબતોમાં અંગ્રેજ સરકારદ્વારા કામ કરવું જોઇએ, પણ અંદરના કામકાજ માટે તેઓ બધા ઘણે ભાગે સ્વતંત્ર છે. ફક્ત તેમના પર દેખરેખ અંગ્રેજ સરકારની છે, અને ઉપજમાંથી ખંડણી રૂપે અને બીજી રીતે કંઈ કંઈ લવાજમ તેઓએ અંગ્રેજ સરકારને આપવું પડે છે.

નાનાં નાનાં રાજ્યો માટે એક જ અમલદાર હોય છે ત્યારે તે રાજ્યોની 'એજન્સી' કહેવાય છે. કચ્છ, કાઠીઆવાડ, અને પાલણપુરની ધી વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટસ એજન્સી મોટી અને મુખ્ય છે; બીજી નાની નાની એજન્સીઓ કમીશનર કે કલેકટરની દેખરેખ હેઠળ છે એ કહેવાઈ ગયું છે.

જે શહેરમાં દેશી રાજ્ય છે, તેની નીચે લીટી કરી છે તેથી દેશી રાજ્યો જાણી શકશો. વડોદરા રાજ્યના તાબાનાં ગામોને ફરતી લીટી કરી છે. આ નિશાનીઓ માત્ર સાધારણ જ્ઞાન માટે જ વાપરી છે. તે તે રાજ્યોની હદ તો મોટા નકશામાંથી જોઈ લેવી. ફીરંગીનું રાજ્ય બતાવવા ગામનાં નામ નીચે બે ચોકડી કરી છે.

ઉત્તર વિભાગ આખામાં કપાસ ઠેકાણે ઠેકાણે થાય છે, પણ તેમાં **ભરૂચ** જીલ્લો ખાસ વખણાય છે. મુંબઈ ઇલાકામાં થતો કપાસનો મોટો ભાગ, ઉત્તર વિભાગમાં જ પાકે છે. ઉત્તર વિભાગમાં જમીન ઘણે ભાગે ફળદ્રુપ છે. કાઠીઆવાડની અને પાવાગઢ પાસેની થોડીક ડુંગરાઉ જમીન બાદ કરીએ, તો પછી બીજો બધો ભાગ ખેતી માટે બહુ સારો છે. કાઠીઆવાડમાં ખાવાના ઉપયોગમાં આવતું અનાજ, શાકભાજી, કેરી, રાયણ, કેળાં વગેરે પુષ્કળ પાકવા ઉપર, તેલનાં બીઆં પણ બહુ થાય છે. થાણા જીલ્લાના ભાગમાં નાળીએર થાય છે. મીઠું ઘણે ઠેકાણે પકવવામાં આવે છે. કાઠીઆવાડમાં જામનગર તાબે હડીયાણામાં, ભોગાતમાં, ભાવનગર તાબાનાં ગામોમાં, ધ્રાંગધ્રાનાં રાજ્યમાં, ખારાઘોડામાં, ધરાસણામાં અને વસઈ, ભાયંદર તથા માટુંગા પાસે મીઠું પકવવામાં આવે છે.

ઉત્તર વિભાગમાં પત્થર, લોઢું, મેંગેનીઝ અને કોઈ કોઈ જગાએ આરસ, અને બીજી પણ ખનીજ વસ્તુઓ થાય છે, પણ પથ્થર

સિવાય બીજી કોઈ ખનીજ વસ્તુ સારા પ્રમાણમાં ન હોવાથી, તે તે વસ્તુઓ બહુ લાભ આપનારી થતી નથી. જંગલોમાં પંચ મહાલમાંનાં, કાઠીઆવાડમાં ગીરનાં તથા થાણા જીલ્લામાંનાં જંગલો મોટાં છે.

ઉત્તર વિભાગમાં નદીઓનો લાભ સારો છે. નર્મદા, તાપી, મહી અને સાબરમતી એ કંઈક મોટી ગણાય તેવી છે. બનાસ, સરસ્વતી, હાથમતી, વાત્રક, મોહર અને શેઢી તેમજ કાઠીઆવાડમાં ભાદર એ બીજી જાણવા જેવી છે. બીજી નાની નાની નદીઓ ઘણી છે અને તેથી પાણીનો લાભ સારો રહે છે.

જોવા લાયક સ્થળોમાં મુંબઈ પાસે, હવે મુંબઈ પરા વિભાગમાં, કનેરીની ગુફાઓ જુના વખતની કારીગરીનું સારૂં ભાન આપે છે. બરોલી સ્ટેશનથી પૂર્વમાં થોડે છેટે ટેકરીઓ છે, તેમાં લગભગ સો ગુફાઓ પર્વત કોતરી કાઢીને બનાવવામાં આવી છે. બીજી એક ગુફા અંધેરીની નજીકમાં પણ છે; તે પણ બહુ જુની હોઈ જોવા લાયક છે. તેવીજ એક વધુ ઘારાપુરીની ગુફા-જે મુંબઈ પાસેના ઘારાપુરી બેટમાં છે તે-વિષે તો તમે ગયે વરસે વાંચી ગયા છો.

ભરૂચની પાસે શુક્લતીર્થ નામના ગામ પાસે એક કબીર વડ છે. તે બહુ મોટો વડ છે. એક વખત તે એવડો મોટો હતો કે ૭૦૦૦ માણસનું લશ્કર તેની નીચે રહી શકતું. નર્મદાના સુરપાણના ધોધ અને જુનાગઢ પાસે ગીરનારનો ડુંગર એ કુદ્રતી સૌંદર્યનું ભાન કરાવે એવી જગાઓ છે.

ગીરનાર પર્વત ઉપર કોટના નામથી ઓળખાતાં જુનાં શહેરનાં ખંડેર અને બરડા ડુંગરમાંની આભપરાની ટેકરી પાસે, ઘુમલીનાં ભાગ્યાં તુટયાં ખંડેર છે. કાઠીઆવાડમાં વળા પાસે જુનું વલ્લભીપુર, સોમનાથ પાટણ, સિદ્ધપુર પાસે રૂદ્રમાળના દહેરાનાં ખંડેર તથા ચાંપાનેરનાં જુનાં ખંડેરો પ્રાચીન વખતની સ્થિતિ દેખાડે તેવાં છે.

ડાકોર, દ્વારકાં, ચાણોદ, કન્યાળી, અંબાજી, બહુચરાજી એ બધાં હિન્દુઓનાં, પાલીતાણા પાસે શેત્રુંજો જૈનનું, અને ઉદવાડા પારસીઓનું, એ જાત્રાનાં જાણીતાં ઠેકાણાં છે.

આમાંથી ઘણાખરા ભાગો નકશામાં બતાવ્યા છે, તે શોધી કાઢી તે તમારાં ગામથી કેટલાં દુર છે અને કઈ દિશામાં છે તે જાણી લ્યો.

---

## પ્રકરણ ૪ થું

---

### ઉત્તર વિભાગ—ચાલુ

### ભાષા, હવાપાણી, પેદાશ, વગેરે

આ વિભાગમાં એકંદર હવા સૂકી અને ખુશનુમા છે. દરિયા કિનારા પાસેનાં ગામોમાં સ્વાભાવિક રીતે જ જરા થંડી રહે છે, અને વચ્ચેના ભાગોમાં શિયાળામાં વધારે થંડી અને ઉનાળામાં વધારે ગરમી રહે છે. દરિયાની એવી અસર છે કે શિયાળામાં તે હવાને થંડી થવા ન દે, અને ઉનાળામાં બહુ ગરમ થવા ન દે. તેથી માંગરોળ, મહુવા, વેરાવળ, પોરબંદર, જામનગર, એ બધામાં શિયાળામાં અતિ થંડી ન પડે અને ઉનાળામાં અતિ ગરમી ન પડે. પણ વડોદરા, અમદાવાદ, વઢવાણ અને રાજકોટ વગેરે મધ્યસ્થ જગાઓમાં શિયાળામાં બહુ થંડી અને ઉનાળામાં બહુ ગરમી પડે.

દરિયો જેમ હવાને અસર કરે છે તેમ પર્વત પણ અસર કરે; પણ આ વિભાગમાં મોટા પર્વતો છે જ નહિં. માત્ર જુનાગઢ પાસે ગીરનાર ડુંગર છે. ડુંગર પરની હવા ઉનાળામાં પણ સારી પેઠે ઠંડી રહે છે, પણ સાથે તળેટીમાં બહુ જ ગરમી થાય છે.

પેદાશમાં ખેતીથી ઉત્પન્ન થતી વસ્તુઓ પુષ્કળ થાય છે. ગુજરાતની જમીન એવી ફળદ્રુપ છે કે તેને 'વાડી' એવું નામ અપાય છે; ગુજરાતમાં ચરોતરનો ભાગ વધારે સારો છે. ખેતીમાં કંઈ સુધારો થતો જણાતો નથી, તેથી જમીનની ઉપજ ઘટતી જાય એ સ્વાભાવિક છે. બીજા દેશોમાં તો યોગ્ય ખાતર અને કેટલીક સારી દવાઓ ઉપયોગમાં લે છે. ઓજારો પણ બહુ સગવડવાળાં વાપરે છે. બી માટે સરસમાં સરસ જાત રાખવા સારૂ બહુ કાળજી રાખે છે. તથા દેખરેખ અને સંભાળ પણ બહુ રાખે છે, તેથી પચીસ વર્ષ પહેલાં જમીનની જે ઉપજ હતી, તેના કરતાં કોઈ કોઈ લોકોએ દશ દશ ગણી વધારી દીધી છે! જ્યારે આપણે ત્યાં તો સો બસો વર્ષ પહેલાં હતું તેવુંજ ચાલ્યું જાય છે. આપણે પણ ખેતીને સુધારવા માટે કાળજી રાખીએ તો આપણી જમીન તો એવી છે કે થોડી મહેનતે બહુ લાભ આપે.

જમીનની અને બીજી ઉપજ ઉપર કારીગરી કરવાનું તો આપણે સમજતા જ નથી. બધાં બીયાં પરદેશ જાય અને તેનાં તેલ પાછા

અહિં આવે; ઉન પરદેશ ચઢે અને તેનાં કપડાં પાછાં અહિં આવે; આવી રીતે ઘણામાં બને છે. હુન્નર કારીગરી ખીલવવા માટે સરકાર બહુ મહેનત કરે, પણ આપણા લોકોની આંખ ન ઉઘડે ત્યાં સુધી શું બની શકે.

આ વિભાગમાં મુખ્ય ભાષા ગુજરાતી જ છે. થાણા જીલ્લામાં અને વડોદરામાં મરાઠી બોલનારા લોકો છે, અને કચ્છમાં કચ્છી ભાષા છે, તેમ ખોજાઓ, મેમણો વગેરે પણ કચ્છી ભાષા વાપરે છે ખરા–પણ સાધારણ ભાષા તો **ગુજરાતી** જ છે. હિન્દુ, મુસલમાન, પારસી અને ખ્રીસ્તી બધા ઘણે ભાગે ગુજરાતી ભાષા વાપરે છે. 'બાર ગાઉએ બોલી બદલાય' એમ જુદા જુદા ભાગની બોલીમાં ફેર પડે છે. સુરતમાં 'સ' ને બદલે 'હ' અને 'શ' ને બદલે 'સ' તેમજ 'બોલ્યો' 'ચાલ્યો' નહિં, પણ 'બોયલો' 'ચાયલો'ના જેવા પ્રયોગ દેખાય છે. અમદાવાદમાં 'શું' વગેરેના અનુસ્વારનો લોપ થઇ જાય છે. કાઠીયાવાડમાં 'ગાયો'–'વાતો' ને બદલે 'ગાયુ' અને 'વાતુ' વગેરે રૂપો વપરાય છે. નડિયાદ અને ચરોતરમાં 'લેમડો' 'પેપળો' વગેરે વપરાય છે. તેમ શબ્દો પણ ભાગ ભાગના જુદા હોય છે. ચરોતરમાં માથાને 'વતડવું' કહે; તેમજ અમદાવાદમાં 'ખંજાળવું' કહે, કાઠીયાવાડમાં 'ખણવું' કહે; તેમજ સુરતમાં 'આરસી' અમદાવાદમાં 'ચાટલું' અને કાઠીયાવાડમાં 'અરીસો' શબ્દ વપરાય છે. આમ ભેદ રહે છે ખરા. તેમજ વહોરાઓ 'મેં ગયો તો' પારસીઓ 'કરેચ'–'મરેચ' 'માઇ' એમ બોલે; આમ કાંઈ કાંઈ જુદાપણું હોવા છતાં, ભાષા તો **ગુજરાતી** જ કહેવાય. પુસ્તકોમાં લખવાની ભાષા હળવે હળવે એક સંસ્કારી રૂપ ગ્રહણ કરતી જાય છે એ ખુશી થવા જેવું છે.

ધર્મમાં મુખ્ય હિન્દુ, જૈન, મુસલમાન, પારસી, અને ખ્રીસ્તી એ છે. હિન્દુમાં અનેક વિભાગો છે. વૈષ્ણવ, શૈવ, સ્વામીનારાયણ અને સમાજ એ હિન્દુના મુખ્ય ભાગ છે. ધર્મના ઝગડાઓ આપણા તરફ બહુ થતા નથી. કોઇ કોઇ વાર વાદવિવાદ થાય છે અને દીલગીરી થવા જેવું છે કે, હિન્દુ મુસલમાન ભાઇઓ હોવા છતાં કોઇ કોઇ વાર નજીવી બાબતમાં ગરમ થઇ જાય છે. તોપણ એકંદરે જોતાં ધર્મના ઝગડાઓ બહુ ભયંકર સ્વરૂપ લેતા નથી. હિન્દુઓના મનનું બંધારણ સૌ સૌને ફાવે તેમ કરવા દેવાનું હોવાથી ધર્મમાં લડત થતી નથી. હમણાં હમણાં જુના નવા વિચારની શબ્દ–લડાઈ ચાલે છે, અને કેટલાક આંધળા રહીને જુનું તે જ સારૂં માની લે છે, તો કેટલાક વળી જુનું તે ખરાબ જ ગણી કાઢી ગાળો દેવા માંડે છે. જુનાં નવાંનો દેશકાળ પ્રમાણે વિચાર કરી

"શ્રીમદ્ ભગવદ્ ગીતામાં" શ્રી કૃષ્ણ કહે છે તેમ યુગધર્મ થવો જોઇએ અને તેમ નહિં થાય ત્યાં સુધી વાદવિવાદ ચાલુ જ રહેશે.

કેળવણીમાં ગુજરાતીઓ પછાત નથી, તોપણ બહુ આગળ વધેલા કહેવાય તેવા પણ નથી. ગામડાની વસ્તી અને સ્ત્રીઓ ઘણે ભાગે તદ્દન અભણ જ છે; બ્રાહ્મણ, નાગર, વાણીયા, કાયસ્થ, બ્રહ્મક્ષત્રી, પારસી એ આગળ વધેલી કોમોમાં કેળવણી ઠીક છે એમ કહેવાય તેવું છે. પણ નવો જમાનો પારખી કાઢી, તેને અનુકૂળ કેળવણી લેવામાં પારસીઓ પહેલા છે, અને કાયસ્થ, બ્રહ્મક્ષત્રી, અને નાગર બ્રાહ્મણો પાછળ પાછળ પગલાં ભરતા દેખાય છે. વેપારીવર્ગમાંના ભાટીઆઓ તથા મેમણો વેપારમાં બહુ સાહસિક છે, છતાં કેળવણી વિષે તેમનામાં જોઇએ તેવી સમજ નહિ હોવાથી, કેળવણી લેવા માટે ભાવ ઓછો છે. કેળવણી એ તો અંધારામાં દીવો છે. અંધારા ઓરડામાં શું છે તે દીવા વગર ખબર પડે નહિં. તેમજ આપણા દેશમાં, આપણાં સંસારમાં, મગજમાં, આપણા ભવિષ્યમાં શું છે, તે કેળવણી રૂપી દીવા વગર દેખાય નહિં. માટે દરેક જણે કેળવણીનો બને તેટલો પ્રચાર કરવા શ્રમ લેવો જોઇએ.

શ્રીમાન્ અંગ્રેજ સરકાર દિન પર દિન નિશાળો વધારતા જાય છે, અને કેળવણી વધારે ને વધારે મળે તેવી સગવડ કરતા જાય છે, તેથી દરેકે તેનો પૂર્ણ લાભ લેવો જોઇએ.



## પ્રકરણ ૫ મું

---

### ઉત્તર વિભાગ—ચાલુ

### વધારાની સામાન્ય હકીકત

ઉત્તર વિભાગની જે વાત કહી તે બધીમાંથી મળતી માહિતી એકઠી કરવાની જરૂર છે. તે ઉપરાંત બીજી કેટલીક વાતો પણ ધ્યાનમાં રાખવા જેવી છે, માટે આખા વિભાગની યાદીરૂપ હકીકત આગળના એક પ્રકરણમાં આપી છે. આ ચોપડીના નકશામાં ન આપેલાં હોય એવાં સ્થળો મોટા નકશામાં જોઇ લેવાં. બધાં ગામો કંઇ મોઢે કરવાની જરૂર નથી; પણ તમારા વાંચવામાં કોઇ મોટી જગા કે ગામ આવે અને તેની ખબર ન હોય, તો, તમારૂં ભૂગોળનું જ્ઞાન અપૂર્ણ કહેવાય, માટે બને તેટલાં ગામ વગેરે યાદ રાખવાં જોઇએ.

ખાસ એક વાત કહેવાની રહી ગઈ છે, તે એ કે આ વિભાગમાં પ્રાણીઓ ને પક્ષીઓ ઘણાં ઘણાં થાય છે, એ તો તમે જાણતા હશો. ઘણાં હંમેશાં જુઓ છો, પણ હિન્દુસ્થાનમાં બીજે બહુ નથી થતું તેવું પ્રાણી આ વિભાગમાંના કાઠીઆવાડમાં આવેલા ગીરનારના ડુંગરમાં થાય છે તે તમે કદાચ જાણતા નહિં હો. તે પ્રાણી સિંહ છે, જેને કેસરી સિંહ કહે છે. તે સિંહ પાતળા, સરસ નમુનાવાળા, સુંદર કેશવાળી-વાળા અને અતુલિત બળવાળા હોય છે. પહેલાં બહુ હતા, પણ હવે ઓછા થઇ ગયા છે. છતાં હજી પણ તેવા છે ખરા. તેવા સિંહનો શિકાર ખાસ પરવાનગી વગર ન થાય એવો હમણાં કાયદો કર્યો છે.

આ વિભાગમાં જે ભાગો આવે છે, તેનાં કેટલાંક પ્રચલિત નામો જાણવાં જોઇએ. કચ્છ, કાઠીઆવાડ, ભાલ, ચરોતર, કાનમ અને વાગડ. આમાં કચ્છ અને કાઠીઆવાડ તો જાણીતાં છે. ભાલ, ચરોતર, વાગડ અને કાનમ વગેરે કોને કહે છે, તે તમારે જાણવું જોઇએ. કાઠીઆ-વાડ અને તળ ગુજરાત જ્યાં મળે છે—ખંભાતના અખાતની ઉત્તરે જે ભાગ છે—તે **ભાલ** કહેવાય છે. પેટલાદ, ખંભાત, કાલોલ, ઉમરેઠ, વડો-દરા વગેરે ભાગો ચરોતરમાં ગણાય છે. ભરૂચ પછીની જે પટ્ટી છે તે **કાનમ** કહેવાય છે. ત્યાંનું ઘી ખાસ વખાણાય છે. વાગડ કચ્છનો ભાગ છે.

'ગુજરાતની મુસાફરી' નામની નવલરામની એક ગરબી છે, તે વાંચવા જેવી છે. બાલ ગરબાવલીમાં તે છપાઇ છે, તે દરેક છોકરે વાંચવી અને સમજવી.

ઉત્તર વિભાગમાંનો થાણા જીલ્લો બાદ કરીએ તો બાકીનો ભાગ 'ગુજરાત' ના નામથી ઓળખાય છે. અંદરના ભાગોનાં પહેલાં જુદાં જુદાં નામ હતાં. હજી કાઠીઆવાડને કચ્છ જુદાં બોલાય છે, પણ ખરી રીતે તે બધો ભાગ તથા વડોદરાનું રાજ્ય મળી—જ્યાં જ્યાં ગુજરાતી ભાષા બોલાય છે તે બધો ભાગ—ગુજરાત જ કહેવાય. આપણે બધા 'ગુજરાતી' કહેવાઇએ. વેપાર અને તેને લગતાં સાહસ માટે ગુજ-રાતના લોકો જેવા સાહસિક, ઉદ્યોગી અને કાબેલ બીજા લોકો ગણાતા નથી. 'ગુજરાતી'માં હિન્દુ, જૈન, મુસલમાન, થોડાક ખ્રીસ્તી તથા પારસીનો સમાવેશ થાય છે. જુદા જુદા ધર્મના હોવા છતાં ગુજરા-તીઓ બધા નરમ દીલના અને શાન્ત સ્વભાવના છે, અને તેઓ સંપ સંપીને રહી શકે છે. હમણાં થોડાં ઘણાં દેશી રાજ્યો છે તેના રાજાઓ તથા તે બધા ઉપર સત્તા ધરાવનાર અંગ્રેજ સરકાર ગુજરાતના ધણી છે. અંગ્રેજો આવ્યા તે પહેલાં વડોદરાના ગાયકવાડ સરકાર ગુજરાતના ઘણાખરા ભાગમાં ઉપરી સત્તા ધરાવતા હતા—થોડા ઘણા ભાગ પર

**મુસલમાનોનું** રાજ્ય હતું. ગાયકવાડ સરકારના પહેલાં ઘણાખરા મુલક પર મુસલમાન રાજા હતા, તે અમદાવાદમાં રહેતા તથા ગુજરાતના સુલતાન કહેવાતા. મુસલમાનો પહેલાં તો બધો ભાગ દેશી રાજાઓ—રજપૂતો—ના હાથમાં હતો. છેલ્લા રાજા વાઘેલા રજપૂતોમાંના થઈ ગયા, તે પહેલાં સોલંકી, ચાવડા વગેરે વંશના રાજાઓ હતા; અને તેથી પણ ઘણાં વર્ષો અગાઉ કાઠીઆવાડમાં હાલ વળા છે ત્યાં **વલ્લભીપુરનું** રાજ્ય હતું. આજથી લગભગ દોઢ હજાર વર્ષ પર વલ્લભીપુરનું રાજ્ય મોટું અને પ્રખ્યાત હતું. તે વખતમાં ચીનનો એક મુસાફર નામે હુએનત્સંગ કરીને આવ્યો હતો; તેણે તે વખતનું વર્ણન લખ્યું છે તે વાંચવા લાયક છે. મોટા થાઓ ત્યારે તે વાંચશો તો આગલી હકીકત તમારા જાણવામાં આવશે.

ઉપર કહ્યું તેમ ઉત્તર વિભાગમાં ગુજરાતતળ, કચ્છ, અને કાઠીઆવાડ, અને થાણા જીલ્લો ગણાય છે. થાણા જીલ્લો છે તેમ બીજા પણ જીલ્લાઓ છે. અમદાવાદ, ખેડા, સુરત, ભરૂચ, પંચમહાલ એ તથા થાણા મળી છ જીલ્લા એ ખાલસા મુલક છે. દેશી રાજ્યોમાં કચ્છ અને કાઠીઆવાડનાં મુખ્ય અને ખંભાત, પાલણપુર, રાધણપુર, ઇડર, રાજપીપલા વગેરે બીજાં નાનાં મોટાં રાજ્યો છે. વડોદરા રાજ્ય આ ઇલાકાના પ્રદેશમાં છે ખરૂં, પણ તે આ ઇલાકાના ગવર્નર સાહેબના તાબામાં નથી, પણ વાઇસિરોય સાહેબની સીધી દેખરેખ નીચે છે એ તો કહેવાઇ ગયું છે.

ગુજરાતના સંબંધમાં તમારે જાણવા જેવું તો ઘણું છે, પણ સંપૂર્ણ હકીકત તો તમે મોટા થાઓ ત્યારે જાણી શકશો. હાલ તો આટલી વાત યાદ રહેશે એટલે બસ થશે. ગુજરાત સંબંધે ખાસ જાણવા જેવું તો એ છે કે ત્યાંના લોકો—પછી તે હિન્દુ, મુસલમાન કે પારસી હોય, તેઓ બધા સામાન્ય રીતે બોલતાં વેપારમાં બહુ સાહસિક છે. દુનિયાના લગભગ બધા ભાગમાં ગુજરાતના લોકો માલમ પડશે. તેઓ વેપારમાં આગળ પડતા છે, પણ નવાં સાહસો કે કારીગરીમાં તેઓ પછાત છે. જુનું છે તે પણ કેટલુંક ગુમાવતા જાય છે એ દીલગીર થવા જેવું છે. પેદાશમાં ખેતીની મુખ્ય વસ્તુઓ ઘઉં, ચોખા, રૂ તથા તેલનાં બીઆં એ ખાસ છે. ગુજરાતીઓ સ્વભાવે સાલસ, શાન્ત અને ચાલતા વહેનમાં જ વહ્યા જાય એવા ઘણે ભાગે છે, અને એવા એવા તોપણ આપણે ગુજરાતીઓ બ્રીટીશ સામ્રાજ્યની વફાદાર અને મદદગાર પ્રજા છીએ, એ ખુશી થવા જેવું છે. બ્રીટીશ સરકારના સુખકારક

અમલ નીચે આપણે આપણા પોતા વિષે, આપણા બીજા ભાઇઓ વિષે વધારે ને વધારે જાણતા જઇએ અને ગુજરાતને, હિન્દુસ્થાનને અને બ્રીટીશ સરકારને શોભા આપે એવું વર્તન કરતા થઇએ એવું દરેક વિદ્યાર્થીએ ઇચ્છવું જોઇએ.

---

## પ્રકરણ ૬ ઠું

---

### ઉત્તર વિભાગ—ચાલુ

### રેલ રસ્તા અને મુખ્ય મુખ્ય શહેરો

મુંબઇથી ઉત્તર વિભાગમાં જવું હોય તો બી. બી. સી. આઇ. ગાડી અનુકૂળ પડે. પરા વિભાગના બાંદરાથી થાણા જીલ્લામાં થઇને ઉત્તર વિભાગમાં જવાય. અમદાવાદ પહોંચતાં વચમાં ફીરંગીનું દમણ આવે અને વડોદરા રાજ્યનો દેશી મુલક આવે છે. વલસાડની નજીકમાં આંબાનાં વનથી રેલ રસ્તો બહુ ખુશનુમા અને સુંદર લાગે છે. સુરત પાસે તાપી નદીનો પુલ ઓળંગી ગાડી આગળ દોડતાં ભરૂચ જીલ્લામાં દાખલ થાય છે. ભરૂચ પહોંચતા પહેલાં અંકલેશ્વર સ્ટેશન આવે છે ત્યાંથી રાજપીપળા જનારી ગાડીઓ ઉપડે છે. રાજપીપળા એ તેજ નામના સ્ટેટનું રાજધાનીનું શહેર છે. રાજપીપળાના ડુંગરમાંથી અકીકના પત્થરો નીકળે છે. તેમજ ત્યાંનાં જંગલોમાં મહુડાં પણ પુષ્કળ થાય છે. રાજપીપળા એ રેવાકાંઠા એજન્સીમાં છે. ભરૂચ પહોંચતા પહેલાં અને અંકલેશ્વરથી ઉપડ્યા પછી નર્મદા નદીનો પુલ આવે છે. તે પુલ આખા મુંબઇ ઇલાકામાં મોટામાં મોટો છે. આ જીલ્લામાં રેલની બન્ને બાજુઓએ વણનાં ખેતરો આવી રહેલાં છે. જ્યારે મોસમ હોય ત્યારે સફેદ રૂથી શોભી રહેલાં તે ખેતરો બહુ સુંદર દર્શનપ્રિય દેખાવ આપે છે. ભરૂચથી આગળ જતાં મિયાગામ અને વિશ્વામિત્રી સ્ટેશનોથી બોડેલી અને ચાંદોદ કન્યાળી જતી નાની રેલો શરૂ થાય છે. બી. બી. લાઇનમાં આગળ જતાં વડોદરા સ્ટેશન આવે છે. તે વડોદરા રાજ્યની રાજધાનીનું શહેર છે. વડોદરાથી ઉત્તર વિભાગમાં આગળ જતી ગાડીમાં આણંદ જંકશન આવે છે. જ્યાંથી ડાકોર, અમદાવાદ, ખંભાત અને વડોદરા જતા ચાર રસ્તાઓ છે. ઉમરેઠની પાસે આવેલું ડાકોર એ મોટું જાત્રાનું ઠેકાણું છે. ખંભાત દેશી રાજ્ય છે; તે પહેલાં મોટું બંદર હતું અકીકનું કામ ત્યાં બહુ વખાણવા

લાયક થાય છે. આણંદથી ગાડીમાં આગળ જતાં નડીઆદ જે ખેડા જીલ્લામાં મોટાં ગામોમાંનું એક છે, તે આવે છે, ત્યાંથી સીધા આગળ જતાં અમદાવાદ જવાય છે. વલસાડથી તે ઠેઠ અમદાવાદ સુધીની જમીન બહુ ફળદ્રુપ છે, અને રેલની બંને બાજુએ ઝાડ અને લીલોતરીથી જોનારની આંખ તૃપ્ત થઈ જાય છે.

અમદાવાદથી કાઠીઆવાડ તરફ જતી રેલમાં વીરમગામ સુધી ઝાડ પાન દેખાય છે, પણ વીરમગામ મૂક્યું એટલે કાઠીઆવાડનો વેરાન પથરાવાળો ભાગ શરૂ થાય છે. કાઠીઆવાડમાં વઢવાણ પાસેથી ભાવનગર, ધ્રાંગધ્રા અને રાજકોટ જતી ત્રણ ગાડીઓ છૂટી પડે છે. નકશામાં જોવાથી ને બધા કાંટા કયાં કયાં ભેગા થાય છે અને કેમ દોડે છે એ જોઇ શકશો. જામનગર; જુનાગઢ, પોરબંદર, મોરબી, ગોંડળ, એ કાઠીઆવાડનાં મોટાં શહેરો લગભગ બધાં રેલગાડીથી જોડાએલાં છે.

કચ્છમાં જવા રેલ રસ્તો નથી, પણ થોડા વખતમાં રણમાં થઈને રેલ જશે એવો સંભવ છે.

કાઠીઆવાડમાં રેલ રસ્તાઓ છે તેમજ અમદાવાદથી મેસાણા જતા રસ્તાઓ પણ નકશામાં જોઈ લ્યો એટલે ઉત્તર વિભાગમાં રેલ કયાં કયાં સુધી પહોંચી છે તે જાણી શકશો.

આ બધા ભાગમાં સુરત પાસે ડુમસ અને હજીરા એ હવા ખાવાનાં ઠેકાણાં છે તેમજ કાઠીઆવાડમાં જામનગર પાસે બાલાચડી અને જુનાગઢ રાજ્યમાં ચોરવાડ તથા ભાવનગર રાજ્યમાં ગોપનાથ એ પણ દરિયાઈ હવા માટે સારાં ગણાય છે.

સૂકી હવા માટે વઢવાણ બહુ સારૂં ગણાય છે. જેતલસરની હવા પણ સૂકી છે. આ બંને ગામની હવા આજારી માણસોને બહુ લાભ કરે તેવી કહેવાય છે.

વેરાવળ પાસે સોમનાથપાટણમાં સોમનાથ મહાદેવનું જૂનું દહેરૂં છે, જેના પર મહમદ ગીજનીએ ઈ૦ સ૦ ૧૦૨૪ માં સ્વારી કરી હતી તેનું ખંડેર છે. દરિયાના કાંઠા પર આવેલું તે મંદિર તેની જાહોજલાલીના વખતમાં સૌંદર્યના પૂજકોને આકર્ષે તેવુંજ હશે, એમ ખાતરી આપે તેવું છે.

આમાં આવી ગએલાં સ્ટેશનો અને શહેરો વિષે તમે કાંઇ કાંઇ જાણતા હશો. ડાકોર, ચાણોદ, કન્યાળી, દ્વારકા, અંબાજી, પાલીતાણા કે ગીરનાર એમ પોતપોતાની અનુકૂળ જાત્રાની જગાએ તમારામાંથી કોઇક ગયા હશોજ.

મોટાં શહેરોમાં અમદાવાદ, વડોદરા, સુરત, ભરૂચ તેમાંથી કોઇક

તો તમે જોયેલ હશે. અમદાવાદ સાબરમતીને કાંઠે છે, તે રેલ્વેનું મોટું સ્ટેશન છે, તેમાં કપડાં વણવાની મીલો છે. ગુજરાતની રાજધાની હતું, તેથી ત્યાંની જુની ઇમારતો જોવા જેવી છે. ગુજરાતમાં તે હાલ પણ મોટું શહેર ગણાય છે. ટ્રેનિંગ કૉલેજ કે જેમાં શિક્ષકો તૈયાર કરવામાં આવે છે, ગુજરાત કૉલેજ, નાના ડૉકટરો માટે કૉલેજ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી વગેરે ઘણું ઘણું જોવા અને જાણવા જેવું છે. વડોદરા વિશ્વામિત્રી નદીને કાંઠે છે અને ગાયકવાડ સરકારની રાજધાનીનું શહેર છે. તેમાં જુની ઇમારતો છે ખરી પણ વધારે જોવા લાયક તો નવાં મકાનો, મકરપુરા પેલેસ, લક્ષ્મીવિલાસ પેલેસ, મ્યુઝિઅમ, મોટો 'કમિટી' બાગ, નજરબાગ, વગેરે છે. ત્યાં ટ્રેનિંગ કૉલેજ, વડોદરા કૉલેજ, કળાભુવન વગેરે પણ છે. તે રાજ્ય વિષે પછીના પ્રકરણમાં થોડુ ઘણું લખેલું છે, તેથી જાણવા જેટલું વાંચી શકાશે.

સુરત પહેલાં મોટું શહેર હતું (લગભગ હાલમાં મુંબાઈ છે તેવુંજ). અંગ્રેજોની કોઠી ત્યાં હતી, જાણીતું બંદર હતું અને મોજશોખમાં પણ બહુ આગળ વધેલું હતું. તે તાપી નદીને કિનારે છે. પાણીની રેલ તથા આગથી તે શહેરને ઘણી વાર નુકશાન પહોંચેલું છે, તેથી તેમજ વેપાર બધો મુંબાઈ જવાથી હવે તો તે શહેરની જાહોજલાલી ઘણીજ ઘટી ગઈ છે. ભરૂચ એ પવિત્ર નર્મદા ઉર્ફે રેવા નદીને કાઠે છે. તે રૂ અને ઘી માટે ઘણું વખણાય છે. આ શહેર જરા ઉંચી ટેકરી પર આવેલું છે, તેથી સામા કિનારા ઉપરથી જોતાં તે શહેરનો દેખાવ આંખને આનંદ આપે તેવો લાગે છે.

કાઠીઆવાડમાં ભાવનગર, જુનાગઢ, જામનગર એ ત્રણ મોટાં રાજ્યો છે અને તે રાજ્યની તે તે શહેરોમાં રાજધાની છે. રાજકોટમાં એજન્ટ ટુ ધી ગવર્નર સાહેબ રહે છે અને મ્યુઝીઅમ, રાજકુમાર કૉલેજ તથા ટ્રેનિંગ કૉલેજ પણ છે. ભાવનગરમાં સામળદાસ કૉલેજ અને જુનાગઢમાં બહાઉદ્દીન કૉલેજ છે. કચ્છમાં ભુજ એ મુખ્ય શહેર છે. ત્યાંની ચાંદીની કારીગરી બહુ વખણાય છે.

ઉત્તર વિભાગમાં બહુ મોટાં બંદરો નથી. પહેલાં સુરત હતું અને ખંભાત તેમજ ભરૂચ પણ સારાં બંદરો હતાં, પણ હવે તેઓ નિરૂપયોગી જેવાં થઈ ગયાં છે. કાઠીઆવાડમાં વેરાવળ, માંગરોળ, પોરબંદર અને કચ્છમાં માંડવી એ કાંઇક જાણવા લાયક બંદરો છે. ભાવનગર તો ખાડીને કાંઠેજ છે, છતાં પણ ત્યાંના મહારાજાની સારી દેખરેખને લીધે તે એક બંદર થઇ પડયું છે.

# પ્રકરણ ૭ મું

——:०:——

## ગાયકવાડનું રાજ્ય

મુંબઇ ઇલાકાના પ્રદેશમાં આવેલું પણ મુંબઇના ગવર્નર સાહેબના તાબા હેઠળ નહિ એવું મોટું દેશી રાજ્ય ગાયકવાડ સરકારનું છે, એ તો તમને કહેવાઈ ગયું છે. તેનું મુખ્ય અને રાજધાનીનું શહેર **વડોદરા** છે. અમદાવાદ જતાં તે શહેર વચમાં આવે છે તે અને તે બી. બી. સી. આઈ. રેલ્વેનું મોટું સ્ટેશન છે. વડોદરા શહેર વિષે તો આગલા પ્રકરણમાં જરા કહેલું છે. એ રાજ્યના ઉપરી મરાઠા હિન્દુ ગાયકવાડ સરકાર છે. પહેલાં તો ગુજરાતના કેટલાક ભાગ ઉપર અને લગભગ આખા કાઠીઆવાડ ઉપર તેમનો અમલ હતો. પોતાનો અમલ સ્વીકારનાર રાજ્યો પાસેથી ગાયકવાડ સરકાર દર વર્ષે અમુક પૈસા લેતા અને તે રકમને 'પેશકશી' કહેતા. હજી પણ પેશકશી લે છે. પણ હવે અંગ્રેજ સરકાર તે પેશકશી ઉઘરાવીને ગાયકવાડ સરકારને આપી દે છે.

ગાયકવાડ સરકારનો ખાલસા મુલક કેટલો છે, તેનો કંઇક ખ્યાલ નકશામાં જે ગામની આસપાસ લીટી કરી છે તે પરથી આવી શકશે. **વડોદરા** સુરત પાસે આવેલું **નવસારી**, **કડી પાટણ** અને કાઠીઆવાડમાં **અમરેલી**, દ્વારકા એમ છૂટો છૂટો વેરાયલો મુલક છે. તે મુલકમાં લગભગ બધી જગાએ રેલ ગાડીઓ છે અને બીજી રીતે પણ કારભાર બહુ સારી રીતે કરવાની ગાયકવાડ સરકાર કાળજી રાખે છે. તે રાજ્યમાં લોકોના સુધારા માટે કેટલાંક આગળ પડતાં પગલાં લેવામાં આવે છે. પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવામાં આવી છે અને લગ્નની ઉમર ચૌદ વર્ષની કરાવવામાં આવી છે. વખતો વખત જુવાન વિદ્વાનોને વિલાયત મોકલી યોગ્ય શિક્ષણ આપવા માટે મહારાજા હમેશાં તૈયાર રહે છે, અને એકંદર રીતે સારાં અને આગળ પડતાં રાજ્યમાં જે જે સુધારા માલમ પડવા જોઇએ એવા ત્યાં દાખલ થતા જાય છે.

**વડોદરા, કડી, નવસારી, અમરેલી, દ્વારકા**, સિદ્ધપુર પાટણ, મહેસાણા, ડભોઇ વગેરે આ રાજ્યના જાણીતાં શહેરો છે. નકશામાં તે કાઢેલાં છે તેથી તે ક્યાં ક્યાં છે એ જોઈ શકશો. વડોદરા રાજધાનીનાં શહેર તરીકે, સિદ્ધપુર પાટણ એક જુનાં અને જાત્રાનાં ઠેકાણાં

તરીકે, અને દ્વારકા પણ જાત્રાનાં પવિત્ર સ્થળ તરીકે જાણીતાં છે. મહેસાણા એ રેલ્વેનું જંકશન અને ડભોઈ એક જુનું શહેર છે. ચાણોદ કન્યાળી પણ એક જાત્રાનું ઠેકાણું છે અને નર્મદા નદીને કાંઠે આવેલું છે.

---

## પ્રકરણ ૮ મું

——:૦:——

### ઉત્તર વિભાગ

### યાદીરૂપ

નદી—બનાસ, સરસ્વતી, સાબરમતી, મહી, નર્મદા, તાપી, ભાદર.

રણ—કચ્છનું રણ.

પર્વત—પાવાગઢ, ગીરનાર, શેત્રુંજો.

અખાત—કચ્છના અને ખંભાતના અખાત.

બંદર—માંડવી, દ્વારકાં, પોરબંદર, માંગરોળ, વેરાવળ, જાફરાબાદ, ભાવનગર.

હવા ખાવાનાં ઠેકાણાં—ડુમ્મસ, હજીરા, બાલાચડી, ચોરવાડ, ગોપનાથ અને તીથલ.

જાત્રાનાં ઠેકાણાં—દ્વારકાં, ડાકોર, ચાણોદ કન્યાળી, પાલીતાણા-શેત્રુંજો, ગીરનાર, ઉદવાડા, બહુચરાજી અને અંબાજી.

જોવા લાયક સ્થળો—કબીરવડ, ગીરનાર, સોમનાથ, પાટણ, લસુંદ્રાના કુંડ, તુવા કાંકણના કુંડ, ચાંપાનેર, રૂદ્રમાળ, આરાસુર અને ઘુમલી. સરખેજના રોજો પણ જોવા જેવોજ છે.

કુદરતી વિભાગો—કચ્છ અને કાઠીઆવાડ તો નકશામાં જોતાંજ માલમ પડે છે. તે સિવાયનો ભાગ ગુજરાતને નામે ઓળખાય છે, કે જેમાં ચરોતર, કાનમ, ભાલ વગેરે ભાગો છે.

### રાજકીય વિભાગોઃ—

| જીલ્લાનું નામ | મુખ્ય મુખ્ય શહેરો |
|---|---|
| ૧ અમદાવાદ. | અમદાવાદ, વીરમગામ, ઘોઘા, ખારાઘોડા અને ધોળકા. |
| ૨ ખેડા. | ખેડા, નડિઆદ, ઉમરેઠ, ડાકોર, કપડવંજ, મહેમદાવાદ, આણંદ, ઠાસરા. |

| | |
|---|---|
| ૩ પંચમહાલ. | ગોધરા, ચાંપાનેર, હાલોલ અને દાહોદ. |
| ૪ ભરૂચ. | ભરૂચ, અંકલેશ્વર અને શુકલતીર્થ. |
| ૫ સુરત. | સુરત, વલસાડ, ડુમસ, હજીરા, ઉદવાડા. |
| ૬ થાણા. | થાણા, વસઈ, કલ્યાણ. |

## દેશી રાજ્યોઃ—

| એજન્સી. | મોટાં શહેરો. |
|---|---|
| ૧ વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટસ એજન્સી. | જુનાગઢ, જામનગર, ભાવનગર, પોરબંદર, ગોંડળ, મોરબી, ભુજ, માંડવી, પાલણપુર, રાધણપુર, રાજકોટ. |
| ૨ મહીકાંઠા એજન્સી. | ઈડર અને દાંતા. |
| ૩ રેવાકાંઠા એજન્સી. | રાજપીપળા (નાંદોદ), છોટા ઉદેપુર, બારીયા અને લુણાવડા. |
| ૪ સુરત એજન્સી. | સચીન, ધરમપુર ને વાંસદા. |
| ૫ ખેડા એજન્સી | ખંભાત. |
| ૬ ગાયકવાડી રાજ્ય. | વડોદરા, ડભોઈ, પાટણ, નવસારી, અમરેલી, દ્વારકા, વડનગર અને પેટલાદ. |
| ૭ સ્વતંત્ર રાજ્ય. | દીવ, દમણ, ગોવા. |
| રેલ્વેનાં મોટાં જંકશનો. | અમદાવાદ, આણંદ, વડોદરા, વિરમગામ, મહેસાણા, વઢવાણ, રાજકોટ, ધોળા અને જેતલસર. |
| મોટાં સ્ટેશનો. | સુરત, ભરૂચ, રાજપીપળા, ભાવનગર, જામનગર, પોરબંદર, ખંભાત, ઉમરેઠ, ડાકોર, ગોધરા, નડીઆદ. |

# પ્રકરણ ૯ મું

## સિંધ વિભાગ

મુંબઈ ઇલાકામાંનો છેક ઉત્તરનો ભાગ તે સિંધ વિભાગ છે. સિંધુ નદી પરથી તેનું નામ પડ્યું છે, એ તો તમે જાણો છો. તે વિભાગમાં વરસાદ ઘણો ઓછો પડે છે, પણ વસંત ઋતુમાં સિંધુ નદીમાં રેલ આવે છે, તેથી આસપાસના બધા મુલકમાં પાણી છલી જાય છે, અને તે પાણી વરસાદની ગરજ સારે છે. સિંધુ નદી હિમાલય પર્વતમાંથી નીકળે છે. હિમાલયમાં ખૂબ બરફ રહે છે. વસંત ઋતુમાં તે બરફ ઓગળવા લાગે છે અને તેથી તેનાં પાણીથી સિંધુ નદીમાં પૂર આવે છે.

નદીના પ્રવાહ પરથી જાણી શકશો કે તે વિભાગનો દક્ષિણ ભાગ નીચી જમીનવાળો છે. હૈદ્રાબાદ પછી સિંધુ નદીના ફાંટા થઈ જાય છે. તે ફાંટાઓથી ત્રિકોણ જેવા ભાગ થઈ જાય છે. તે ભાગમાં નદીનો કાંપ એકઠો થાય છે, તેથી હવા સારી રહી શકતી નથી. મુખ આગળ બની રહેતા તેના ત્રિકોણ જેવા ભાગને અંગ્રેજીમાં 'ડેલ્ટા' કહે છે, મરાઠીમાં ચિમટા કે ઘોડા કહે છે અને ગુજરાતીમાં 'પાણથળ' કહી શકાય.

વરસાદ ઓછો હોવાને લીધે હવા સૂકી અને ગરમ રહે છે. ગરમ પ્રદેશમાં થાય તેવાં ફળો, જેવાં કે ખારેક, કેળાં, કેરી, નારંગી, દાડમ, અંજીર અને તડબુચ વગેરે પુષ્કળ થાય છે.

ખેતીની ઉપજ પણ સારી થાય છે. ડાંગર, ઘઉં, બાજરો, તેલીબીયાં, વગેરે મુખ્ય છે. 'ઇજીપ્સ્યન' નામનું ઉંચી જાતનું રૂ ત્યાં ઉત્પન્ન કરવાની અજમાયશ કરી હતી તે ફતેહમંદ થવાથી તેવું રૂ ત્યાં વધારે થવાનો સંભવ છે. ત્યાં ભાષા સિંધી અને નજીકના બલુચીસ્તાનની બલુચી એ બે મુખ્ય છે. લોકોનો મોટો ભાગ મુસલમાન છે. ચોથે ભાગે હિન્દુઓ છે, પણ પહેરવેશમાં (અને કંઈ કંઈ ખાનપાનમાં પણ,) મુસલમાનોને મળતા થઈ ગયા છે.

સિંધમાં કરાંચી એ મોટું બંદર છે. અને તે ખીલવવામાં આવે તો કદાચ મુંબઈ સાથે પણ હરિફાઈ કરે તેવું છે.

સિંધમાં કમીશનર સાહેબ છે અને તેના તાબા નીચેના મુલકના ૭ જીલ્લાઓ કરવામાં આવ્યા છે, તેમાં 'ઉપલો સરહદનો મુલક'

નામનો જીલ્લો જરા જોખમવાળો છે, કારણ કે તે હિન્દુસ્તાનનું નાકું છે. તે ભાગનું મુખ્ય શહેર જેકોબાબાદ છે. 'જેકબ' નામના સાહેબે જુના 'ખાનધર' નામના શહેરની જગાએ તે વસાવ્યું અને તે ઉપરથી તેવું નામ પડ્યું છે.

સિંધમાં કારીગરીમાં હૈદ્રાબાદ વખણાય છે. શેતરંજી તથા ચામડાની વસ્તુઓ સારી થાય છે. થરપારકર જીલ્લામાં તે બંને ઉપરાંત ધાબળી સારી થાય છે. ખૈરપુર સંસ્થાનમાં હાથીદાંતનું કામ, લાખનાં રમકડાં તથા તરવારની કારીગરી વખાણવા લાયક છે.

ખૈરપુર સંસ્થાનમાં રાજા મુસલમાન છે; તેનો જે ભાગ સિંધુ નદીની આસપાસ આવેલો છે તે ફળદ્રુપ છે, પણ બીજો બધો રેતાળ છે.

——:o:——

## પ્રકરણ ૧૦ મું

### મધ્ય વિભાગ

આ વિભાગમાં ખાનદેશ અને મહારાષ્ટ્ર કહેવાતો ભાગ આવેલો છે. ઘણે ભાગે ડુંગરાળ અને જંગલોવાળો તે પ્રદેશ છે. જે જમીન ખેડવા લાયક છે, તેમાં રૂ અને અનાજ થાય છે. નાસિકમાં લીલી દ્રાક્ષ અને ખાનદેશમાં અળશી એ જાણવા જેવી પેદાશ છે. પુના પાસે દ્રાક્ષ, અંજીર, નારંગી વગેરે મેવા પુષ્કળ થાય છે.

આ ભાગમાં ખાનદેશની ભાષા, મરાઠી મુખ્ય અને ગુજરાતી તથા મારવાડી છે. સોલાપુર જીલ્લાના દક્ષિણ ભાગમાં કાનડી ભાષા બોલાય છે. બીજા ભાગમાં મરાઠી ભાષા બોલાય છે. ધર્મ હિન્દુ ઘણે ભાગે અને મુસલમાનો હોવાથી મુસલમાની ધર્મ પણ ખરો. ખ્રીસ્તીઓ થોડા છે અને પારસીઓ તો જુજ જ.

વિભાગનો ઘણો ખરો ભાગ ખાલસા છે. પહેલાં તે પેશ્વાઓના હાથમાં હતો, તેથી જ્યારે પેશ્વાઓનું રાજ્ય અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું ત્યારે તે બધો અંગ્રેજ સરકારનો જ થઈ ગયો. થોડાંક નાનાં દેશી રાજ્યો છે. તેમાં સતારા જાગીર જાણવા લાયક છે. તેમાં પણ ચાર નાનાં રાજ્યો છે. ભોર, ફલટણ, ઔંધ (અક્કલકોટ) અને જત: તેમાંથી ભોર અને ઔંધમાં બ્રાહ્મણ રાજા છે, ફલટણમાં રજપૂત અને અક્કલકોટમાં ભોંસલે કુટુંબના રાજા છે. સતારા જીલ્લાથી ઓળખાતો

બધો ભાગ શિવાજીના વંશમાં હતો, પણ તે વંશના છેલ્લા રાજાને વારસ નહિ હોવાથી, તે ખાલસા કરી દેવામાં આવ્યો છે.

નદીઓ નકશામાં જુઓ. મુખ્ય શહેર તેમના પર આવેલાં છે તે બતાવ્યાં છે. ગોદાવરી મોટી અને પવિત્ર ગણાય છે. નાસિક પાસે તેનું માહાત્મ્ય વધારે છે. ત્યાં ઘણા પ્રાચીન કાળમાં ઋષિઓના આશ્રમો હતા, અને પંચવટી કે જ્યાં શ્રી રામચન્દ્રજી વનવાસને વખતે રહ્યા હતા, તે પણ ગોદાવરી તટે જ છે.

પર્વતોમાં પશ્ચિમ તરફના પશ્ચિમઘાટ છે, કે જેના અમુક ભાગો ભોરઘાટ અને થળઘાટને નામે ઓળખાય છે. નાસિક પાસે પાંડવ ગુફાને નામે ઓળખાતી ગુફાઓ તથા લોનાવલા અગર લાનોલી પાસે કાર્લીની ગુફાઓ છે. આ ગુફાઓ બૌદ્ધ લોકોની છે, અને આજથી દોઢ બે હજાર વર્ષ ઉપર તે કરવામાં આવી હશે એમ અટકળ કરી શકાય છે.

આ વિભાગમાં રેલગાડી વિષે તો થોડુંક તમે જાણો છો. સુરતથી તાપ્તીવેલી રેલ્વે ખાનદેશમાં જાય છે, અને મુંબઇથી આવતી જી. આઈ. પી. પણ દોડે છે. જુઓ, રેલગાડીના નકશામાં, રસ્તા તથા મુખ્ય મુખ્ય સ્ટેશનો શોધી કાઢો. મુંબઇથી નાસિક જતાં ઇગતપુરી પાસે અને પુના જતાં કરજત પાસે 'રીવર્સીંગ' સ્ટેશનો હતાં. ડુંગરામાંથી આરપાર ભોંયરા (જેને મરાઠીમાં 'બોગદા' કહે છે તે) ખોદી કાઢયાં છે, એ વાત તો ગયે વર્ષે પણ ભણી ગયા છો. 'ભુસાવળ' એ મોટું જંકશન છે. રસ્તાઓ સંબંધે એક જાણવા જેવી વાત એ છે કે, મુંબઇથી આગ્રા જવાની એક મોટી પાકી સડક જુના વખતમાં હતી; તે આ વિભાગમાં થઇને જાય છે. આ સડક ઘણી જુની હોવા છતાં હજી સારી સ્થિતિમાં છે.

આ વિભાગમાં હવા ઘણે ભાગે કોરી અને સૂકી છે. ઉનાળામાં તાપ બહુ લાગે છે. પુનામાં ચોમાસાની હવા ખાસ સુંદર અને ખુશનુમા રહે છે. મુંબઈ ઇલાકાના નામદાર ગવર્નર સાહેબ ચોમાસામાં ત્યાંજ રહે છે. નાસિક પાસે દેવલાલી સૂકી હવાને માટે ખાસ પ્રખ્યાત છે. સતારા જીલ્લામાં મહાબળેશ્વરના શિખરપર બહુ ઠંડી રહે છે. ઉનાળામાં પણ ત્યાં બહુ સારી ઠંડી હવા રહે છે, તેથી મુંબઈ ઇલાકાના નામદાર ગવર્નર સાહેબ ઉનાળામાં મહાબળેશ્વર રહે છે. પુનાથી નીકળતી સધર્ન મરાઠા રેલ્વેપર વઠાર નામનું સ્ટેશન

## નકશો નં. ૭.



છે, ત્યાંથી મહાબળેશ્વર જવાય છે. મહાબળેશ્વર પાસે પાંચધણી છે તે પણ હવા ખાવાના ઠેકાણા તરીકે પ્રખ્યાત છે.

જાત્રાનાં ઠેકાણાં તરીકે નાસિક અને પંઢરપુર જાણીતાં છે. નાસિકમાં ગોદાવરી નદી પવિત્ર ગણાય છે, અને સિંહસ્થ વર્ષમાં ગોદાવરીમાં સ્નાન કર્યાનું ખાસ પુણ્ય છે એમ મનાય છે, એટલે તે વર્ષમાં ઘણાં લોકો ત્યાં જાય છે. દર બાર વર્ષે સિંહસ્થ વર્ષ આવે છે. પંઢરપુરમાં વિઠોબાનું મંદિર છે અને દક્ષણી લોકોની પંઢરી વિઠોબા પર બહુ ગાઢ શ્રદ્ધા છે.

અહમદનગરમાં એક વખત ચાંદબીબી નામની રાણીએ બહુ બહાદુરી બતાવી હતી, એ તો તમે ઇતિહાસમાં શીખશો. મોગલ રાજાએ અહમદનગરને ઘેરો ઘાલ્યો; રાજા ગુજરી ગયો, ત્યારે રાણીએ પોતે દુશ્મનનોને હઠાવી કાઢયા હતા. પુના એ પણ જુનું ઐતિહાસિક શહેર છે. પેશ્વાઓની રાજધાનીનું શહેર હતું. તેની પાસે ખડકી નામના ગામ પાસે ઈ. સ. ૧૮૧૭ માં અંગ્રેજો અને પેશ્વા વચ્ચે મોટી લડાઈ થઈ હતી, જે પછી ઈ. સ. ૧૮૧૮ માં પેશ્વાઈ રાજ્યનો અન્ત આવ્યો હતો.

ખેતીની પેદાશની વાત તો આગળ કહેવાઈ ગઈ છે. જુવાર, બાજરી, ઘઉં, તલનાં બીઆં વગેરે છે. કાગળ બનાવવાનો નવો ઉદ્યોગ જાણવા લાયક છે. નાસિક અને પુનાનાં ત્રાંબા પિત્તળનાં વાસણ વખણાય છે. નાસિક જીલ્લામાં યેવલા નામનું ગામ છે ત્યાં હાથનું વણાટકામ સારૂં થાય છે.

આ વિભાગનો થોડો ભાગ—બે નાના તાલુકા, નિઝામના રાજ્યની હદમાં છે. (નકશામાં જુઓ) જામખેડ તથા બારસી એ બન્ને ઇલાકાની મુખ્ય હદ્દ બહાર હોવા છતાં આ ઇલાકામાં જ છે. જામખેડ અહમદનગર જીલ્લામાં તથા બારસી સોલાપુર જીલ્લામાં છે.

———:o:———

## પ્રકરણ ૧૧ મું

---

### દક્ષિણ વિભાગ

દક્ષિણ વિભાગમાં ઘણે ભાગે કાનડી ભાષા બોલાય છે, મધ્ય વિભાગ જેટલા ડુંગરો આમાં નથી. આ વિભાગની જમીન ઉંચી અને સપાટ છે.

જમીનના જુદા જુદા પ્રકાર, ઉંચાણ નીચાણ પ્રમાણે કેવાં હોય છે, તે જરા જાણવા જેવું છે. જ્યાં ડુંગરા વધારે હોય તે ઉંચી જગા હોય એ તો કહ્યા વગર પણ તમે સમજી શકો તેવું છે. વળી નદીના પ્રવાહ પરથી ઉંચી અને ઢળતી જમીન પારખી શકાય, એ તો તમોને કહેવાયું છે. જમીન ઉંચી અને ઉંચી થતી જાય તો ઢાળ, ટેકરી, ડુંગર અને પર્વત બને છે. નીચી નીચી ટેકરીઓ તે ધાર કહેવાય છે, જ્યાં બહુ ધાર હોય તેવી જગાને ધારોડ પ્રદેશ કહે. ધારથી મોટી ટેકરી, તેથી મોટા ડુંગર, અને બહુ મોટા હોય તે **પર્વત** કહેવાય. ઘણા ડુંગરો હોય તેવા ભાગને ડુંગરાઉ પ્રદેશ કહે. જ્યાં ડુંગર, **પર્વત** હોય ત્યાં 'ખીણ' પણ હોય. બે ટેકરી કે ડુંગરની વચ્ચે નીચી, ઉંડી, અને લાંબી જમીન હોય તેને ખીણ કહે.

જેમ ડુંગરાઉ મુલક હોય, તેમ કેટલીક જગાએ નીચી નીચી જમીન હોય, નીચી, ઉંડી, લાંબી અને સાંકડી હોય તો ખીણ કહેવાય, પણ નીચી જમીન સાંકડી નહિં પણ પહોળી વિસ્તારવાળી સપાટ હોય તો તેને નીચાણનો પ્રદેશ કહે છે.

કેટલીક જમીન એવી હોય છે કે ઉંચી અને ઉંચીજ થઈ, પછી પાછી ઉપરના ભાગમાં સીધી સપાટ થઈ ગઈ હોય છે. એટલે, પડખેના ભાગથી થોડોક ભાગ ઉંચો ગયો હોય તે ભાગ ટેકરી; પણ કોઇ કોઇ જગાએ એવું હોય કે અડખે પડખેની બધી જમીન એક સાથે ઉંચી અને ઉંચીજ હોય, અને ઉંચી થઇને પછી ઉપરનો ભાગ સીધો સપાટ હોય, એવી ઉંચી થતી જમીનને '**ઉચ્ચ પ્રદેશ**' કહે છે.

દક્ષિણ વિભાગમાં આવો ઉચ્ચ પ્રદેશ છે. બહુ ડુંગરા નથી, પણ જમીનનો બધો ભાગ ઉંચો ઉંચો થઈ પાછો ઉપર સપાટ જેવો છે. વચમાં સહ્યાદ્રિ પર્વત આવી રહેલો છે. સહ્યાદ્રિ પર્વતના પશ્ચિમ તરફના ભાગમાંથી જે જે નદીઓ વહે છે, તે બહુ ટુંકી અને ઝડપબંધ વહેનારી છે, તેથી તે ભાગની નદીઓમાં ધોધ જોવા જેવા છે. બેલગામ જીલ્લામાં ગોકાક પાસે ઘટપ્રભાનો ધોધ જોવા જેવો છે, અને કાનડા જીલ્લામાં હોનાવર બંદર પાસે ગેરસપ્પા નામનો શિરાવતી નદીનો ધોધ બહુજ વખાણાય છે. તે ધોધને માટે એક અંગ્રેજ લખે છે કે, જ્યારે તે ધોધ સંપૂર્ણ બહારમાં હોય છે ત્યારે તેનો દેખાવ એવો ઉત્તમ બની રહે છે કે, આખી દુનિયામાં તેની સાથે બીજો કોઇ દેખાવ બરાબરી કરી શકેજ નહિં. ૮૨૫ ફીટની

ઉંચાઇથી ત્યાં પાણી પડે છે, અને તે નીચે પાછું ૧૩૨ ફીટ ઉંડા ખાડામાં પડે છે.

આ વિભાગમાં જેમ કુદરતની આ મઝા છે તેમ પેદાશમાં અને ખનીજમાં પણ આ વિભાગ જેવી ઉત્તમતા ઈલાકાના બીજા કોઈ ભાગમાં નથી. એલચી, સોપારી, અને મરી એ આ ભાગમાંજ થાય છે. સોનું રૂપું પણ આ વિભાગના ધારવાડ જીલ્લામાં નીકળે છે. નાળીએર, ડાંગર, ઘઉં, કપાસ વગેરે તો બધે થાય છે, તેમ અહિં પણ થાય છે. તેમાં પણ નાળીએર, ડાંગર અને રૂ વિશેષ પાકે છે. ઉપર ગણાવેલ ચીજો ઉપરાંત વાંસ પણ આ વિભાગના બેલગામ જીલ્લામાં થાય છે. બેલગામનું નામજ વેણુગ્રામ–વેણુ=વાંસ, ગ્રામ=ગામ–છે. આ ઉપરાંત વેંગુર્લામાં (રત્નાગિરિ જીલ્લામાં) કાજુ થાય છે, તથા બેલગામ જીલ્લામાં સ્લેટના પથ્થર નીકળે છે. જંગલો પણ આ વિભાગના કોલાબા અને રત્નાગિરિ જીલ્લામાં આવેલાં છે. કોલાબા તાબાનાં જંગલોમાં સાગ અને સિસમ વખણાય છે. રત્નાગિરિ જીલ્લામાં વાંસ અને ખેર પુષ્કળ છે. બેલગામ જીલ્લામાં પણ સહ્યાદ્રિ પર્વતની નજીકમાં ગીચ જંગલો છે. આ ઉપરથી, છોકરાઓ, તમે જોઈ શકયા હશો કે આ વિભાગમાં ઘણી નવી નવી વાત તમે વાંચી.

સાથે નકશો આપ્યો છે, તે વાંચી જીલ્લાઓ જુઓ, અને બંદરો તથા મોટાં શહેરો પણ શોધી નામ યાદ રાખો.

કોલાબા જીલ્લામાં ઉરણમાં તથા બીજા ભાગોમાં મીઠું પકવવામાં આવે છે, તથા તે જીલ્લામાં, હવા ખાવાનું સ્થળ માથેરાન છે, તે તમે શીખી ગયા છો. મુંબઈના ઘણા શેઠીઆઓ ઉનાળામાં ત્યાં જાય છે, તે જાણતા હશો, જી. આઇ. પી. નાં નેરળ સ્ટેશનથી ત્યાં જવાય છે. ડુંગર પર નાની રેલ ગાડી ચઢાવાઈ છે, એ ગયા વર્ષમાં તમને કહેવાયું છે, તેથી યાદ હશે.

રેલ ગાડીની પેઠે દરિયાઇ સફરની સગવડ આ વિભાગમાં સારી છે. અલિબાગ, રત્નાગિરિ, માલવણ, વેંગુર્લા, કારવાર, અને હોનાવર એ સારાં બંદરો છે.

આ વિભાગમાં કોલ્હાપુરનું દેશી રાજ્ય કંઈક મોટું છે. તેમાં પણ શિવાજીના વંશની એક શાખાનુંજ રાજ્ય છે. સતારામાં મોટી શાખા હતી, તે નાવારસ થવાથી અંગ્રેજ સરકારે તે ખાલસા કરી લીધું પણ કોલ્હાપુરમાં હજી જુની શાખાજ ચાલુ છે. બીજાં

રાજ્યોમાં સાવંતવાડી કે જેમાં સોપારી, કાજુ ઉપરાંત કોકમનાં ઝાડ પુષ્કળ છે તે તથા સીદીનું સંસ્થાન જંજીરા એ બે જાણવા જેવાં છે; કાઠિયાવાડમાં જાફરાબાદનું રાજ્ય પણ આ રાજાઓના વંશવાળાનુંજ છે. જંજીરા શબ્દ અરબ્બી જંઝીરા એટલે ટાપુ ઉપરથી પડયો છે. એની રાજધાની નાના બેટમાં છે, તે પરથી નામ પડયું છે.

ફીરંગીઓનું ગોવા જેનું જુનું નામ પાંજીમ છે, તે આ વિભાગને લગતું છે. આ સ્વતંત્ર રાજ્ય છે. અને પોર્ટુગલ દેશના લોકો જેને ફીરંગી કહીએ છીએ તેનું તે છે, એ વાત તો તમે શીખી ગયા છો. પોર્ટુગલ દેશમાં પહેલાં રાજા શહેનશાહ હતા, પણ હવે તો તે પ્રજાસત્તાક રાજ્ય થઈ ગયું છે. પ્રજાસત્તાક રાજ્ય તે કેવું હશે, એ તો તમે આગળ ઉપર શીખશો. હમણાં એટલુંજ યાદ રાખશો તો બસ છે, કે તેવાં રાજ્યોમાં બધી સત્તા પ્રજાનાજ હાથમાં હોય છે. વંશ પરંપરાથી ચાલ્યા આવતા રાજાઓ નહિ, પણ પ્રજા જેને પસંદ કરી રાજા બનાવે તે રાજા કહેવાય.

પોર્ટુગલના લોકોએ રાજા સામે થઈ, તેને ગાદીએથી ઉઠાડી મૂકી રાજ્યનો રાજા પોતેજ નીમવાનું માથે લીધું. પ્રજાનીજ જેમાં કુલ સત્તા હોય–રાજા ઉપરી ખરા, પણ તેને પ્રજાજ નીમે–તેવાં રાજ્યને પ્રજાસત્તાક રાજ્ય કહે છે.

નાનાં મોટાં દેશી રાજ્યો પાને ૩૦ મે આપ્યાં છે, તે બધાં મોટા નકશામાં જોઈ શોધી કાઢો.

---:o:---

## પ્રકરણ ૧૨ મું

---

### મુંબઈ ઈલાકો
### યાદીરૂપ

**સીમાઃ—**

ઉત્તરે—બલુચિસ્તાન, પંજાબ અને રજપુતસ્થાન.
પૂર્વે—મધ્ય હિન્દ એજન્સી, મધ્યપ્રાન્તો અને નિઝામનું રાજ્ય
દક્ષિણે—મદ્રાસ ઇલાકો અને મ્હૈસુર.
પશ્ચિમે—અરબી સમુદ્ર.

**ક્ષેત્રફળઃ—**

| | | |
|---|---|---|
| ખાલસા | ૧૨૨૯૮૪ | ચોરસ માઇલ છે. |
| દેશી રાજ્યો | ૬૫૭૬૧ | ચોરસ માઇલ છે. |
| વડોદરાનું | ૮૦૮૭ | ચોરસ માઇલ છે. |

**રાજકિય વિભાગઃ—**

| | |
|---|---|
| ૧ સિંધ વિભાગ. | ૨. ઉત્તર વિભાગ, |
| ૩ મુંબઈ બેટ. | ૪. મુંબઇ પરા વિભાગ. |
| ૫ મધ્ય વિભાગ. | ૬. દક્ષિણ વિભાગ. |

**કુદરતિ વિભાગઃ—**

૧ ગુજરાત, ૨ કચ્છ, ૩ સિંધ, ૪ મહારાષ્ટ્ર, ૫ કાનડા.

**ઉપર ગણાવેલા રાજકીય વિભાગોના પેટા વિભાગો અને મુખ્ય શહેરો**

**સિંધ વિભાગઃ—**

| જીલ્લા | મુખ્ય શહેરો. |
|---|---|
| કરાંચી | કરાંચી, ઠઠ્ઠા. |
| હૈદ્રાબાદ | હૈદ્રાબાદ. |
| થરપારકર | ઉમરકોટ. |
| સક્કર | સક્કર, શિકારપુર. |
| લારખાના | લારખાના. |
| ઉપલો સરહદનો મુલક | જેકોબાબાદ. |

**દેશી રાજ્યઃ—**

| | |
|---|---|
| ખૈરપુર સંસ્થાન | ખૈરપુર. |

ઉત્તર વિભાગ તથા મુંબઇ પરા **વિભાગની** બિગત અપાઇ ગઇ છે.

**મધ્ય વિભાગ**

| | |
|---|---|
| પશ્ચિમ ખાનદેશ | ધુળીયા. |
| પૂર્વ ખાનદેશ | જળગામ, ભુસાવળ. |
| નાશિક | નાશિક અને દેવલાલી. |
| અહમદનગર | અહમદનગર. |
| પુના | પુના અને લાનોલી. |
| સતારા | સતારા અને મહાબળેશ્વર |
| સોલાપુર | સોલાપુર, બારસી અને પંઢરપુર. |

### દેશી રાજ્યો

સતારા જાગીર—ફલટણ, ભોર ઔંધ અને જત.

મહેવાસી પરગણાં.

સુરગણાનો મુલક.

### દક્ષિણ વિભાગ

| | |
|---|---|
| વિજાપુર | વિજાપુર. |
| બેલગામ | બેલગામ. |
| ધારવાડ | ધારવાડ અને હુબલી. |
| કાનડા | કારવાર અને હોનાવર. |
| રત્નાગિરિ | રત્નાગિરિ અને વેંગુર્લા. |
| કોલાબા | અલિબાગ ને ઉરણ. |

### દેશી રાજ્યો

કોલ્હાપુર, સાંગલી, મિરજ, જમખંડી, કુરૂંદવાડ, મુધોળ, રામદુર્ગ, સાવંતવાડી, જત, ડફળાપુર અને જંજીરા.

**સ્વતંત્ર પરદેશી રાજ્યો**—દિવ, દમણ અને ગોવા.

**પહાડો**—હાલા, વિન્ધ્યાચળ, સાતપુડાના ફાંટાઓ, સહ્યાદ્રિ, ગીરનાર અને શેત્રુંજો.

**નદી**—સિન્ધુ, નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા, મહી, સાબરમતી, તુંગભદ્રા અને બનારસ.

**ધોધ**—સુરપાણ, ગેરસપ્પા અને ગોકાક.

**રણ**—કચ્છ અને થરપારકર.

**અખાત**—કચ્છનો, કોરીનો અને ખંભાતનો

**બંદર**—કરાંચી, માંડવી, મુંબઇ અને કારવાર.

**વસ્તી**—ખાલસા—૧ કરોડ ૯૯ લાખ.

**દેશી રાજ્ય**—૭૦ લાખ.

વડોદરા—૨૦ લાખ.

**ધર્મ**—હિન્દુ, જૈન, પારસી, મુસલમાન, ખ્રસ્તી, યાહુદી.

**ભાષા**—ગુજરાતી, સીંધી, કચ્છી, મરાઠી, કાનડી અને ઉર્દુ.

**હવા ખાવાનાં ઠેકાણાં**—ઉત્તર વિભાગમાં છે તે ઉપરાંત—માથેરાન, મહાબળેશ્વર, પાંચઘણી અને દેવલાલી.

**જાત્રાનાં ઠેકાણાં**—ઉત્તર વિભાગ ઉપરાંત પંઢરપુર અને નાશિક ત્રંબક.

**જોવા લાયક સ્થળો**—ધારાપુરીની ગુફા, કનેરીની ગુફા, કાર્લીની ગુફા, સુરપાણુનો, ગોકાકનો અને ગેરસપ્પાનો ધોધ, વિજાપુરનો ઘુમ્મટ. આ ઉપરાંત જાત્રાની અને હવા ખાવાની જગાઓ.

**રેલ્વે ગાડીઓ:—**

૧ બી. બી. સી. આઈ., ૨ જી. આઈ. પી. અને ૩ સધર્ન મરાઠા.

બી. બી. નાં મુખ્ય સ્ટેશનો—મુંબઈ, સુરત, ભરૂચ, વડોદરા, આણંદ, નડિયાદ અને અમદાવાદ.

જી. આઈ. પી. નાં—મુંબઈ, કલ્યાણ નાસિક અને પુના.

સધર્ન મરાઠાનાં—પુના, વઠાર, મીરજ, બેલગામ, ધારવાડ, હુબલી. આ મુખ્ય લાઈનો છે. બીજા ફાંટાઓ તો ઘણા છે.

મુંબઈ ઈલાકા વિષે એક વાત ખાસ યાદ રાખવા જેવી છે. તે એ કે ગેરસપ્પાનો ધોધ અને વિજાપુરના રોજાનો ઘુમ્મટ: આ બન્નેનો જોટો આખી દુનિયામાં બીજે કયાંય પણ મળે તેમ છેજ નહિ. ઉપરાંત ધારાપુરીની ગુફા અને કાર્લીની ગુફાઓ પણ દુનિયામાંની જુની પંકાયેલી, ગુફાઓમાંની છે.

———:o:———

## પ્રકરણ ૧૩ મું

### નકશો કેમ વાંચવો

### અક્ષાંસ, રેખાંશ

તમે ગયા ધોરણની ચોપડીમાં પૃથ્વીના ગોળાના બે નકશા જોયા છે, તે યાદ છે? જુઓ તેમાંથી એક ફરી આપ્યો છે. એક ૩૨ મે પાને છે, તેમાં વાંકી વાંકી લીટીઓ છે, તે જુઓ છો? થોડી ઉત્તર દક્ષિણ કાઢી છે અને થોડી પૂર્વ પશ્ચિમ કાઢી છે. તે બધી શા માટે છે તે કહી શકશો? તેના ઉપર આંકડા માંડયા છે તે જોઈ શકો છો? તે લીટીઓ, એક જગાએથી બીજી જગા કેટલી છેટી છે તે બતાવવા માટે કાઢી છે. પૃથ્વી ગોળ છે. તેની વચ્ચે બરાબર મધ્યમાંજ એક લીટી ધારવામાં આવે છે. નકશામાં જુઓ, જે બરાબર વચમાં, તદ્દન સીધી છે તે તેજ લીટી છે, અને તેને **વિષુવવૃત્ત** અથવા **ભૂમધ્ય રેખા** કહે છે. તે લીટીથી પૃથ્વીના બે છેડાને ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ કહે છે. તે લીટી–વિષુવવૃત્તથી ઉત્તર તરફના ૯૦ ભાગ કર્યા છે અને દક્ષિણ તરફના ૯૦ ભાગ કર્યા છે. એટલે બધા મળી ૧૮૦ ભાગ

કર્યા છે. બધા મળી ૧૮૦ ભાગ થાય. તે ભાગમાંથી દરેક ભાગને 'અંશ' કહે છે. અંગ્રેજીમાં તેને 'ડીગ્રી' કહે છે, ભૂમધ્ય રેખા અગર વિષુવવૃત્તથી કેટલું અંતર છે તે બતાવવા માટે છે. કેટલા અંશ છેટે છે એમ તે પરથી કહી શકાય. તે લીટીઓને અક્ષાંશ કહે છે. અક્ષાંશ એટલે શું તે સમજ્યા? પૃથ્વીના ગોળાની બરાબર વચમાં એક લીટી કલ્પી છે, તે ભૂમધ્યરેખા અગર વિષુવવૃત્ત, એ વિષુવવૃત્તથી ઉત્તર દક્ષિણ તરફનું છેટું બતાવવા જે લીટીઓ કલ્પવામાં આવી છે તે અક્ષાંશ. ઉત્તર અક્ષાંશ, અને દક્ષિણ તરફના દક્ષિણ અક્ષાંશ; જુઓ, ગોળાના ચિત્રમાં તેના ઘેરાવ પાસે જે આંકડા લખ્યા છે, તે અક્ષાંશના છે. વિષુવવૃત્ત પાસે શૂન્ય છે. નીચે ૨૦, ૪૦ એમ છે તે દક્ષિણ અક્ષાંશ, ઉપર તેમજ છે તે ઉત્તર અક્ષાંશ છે. અંશ–ડીગ્રી–જણાવવાની નિશાની આંકડા ઉપર નાનું પોલું ° મીંડું છે. જેમ કે દશ અક્ષાંશ બતાવવા હોય તો ૧૦° આવી રીતે મૂકાય. ઉત્તર દશ અક્ષાંશ કહેવા હોય તો ઉ એમ લખાય.



નિશાળમાંના હિન્દુસ્થાનના નકશાના અક્ષાંશ જુઓ—તે ઉતર અક્ષાંશ છે. લંકાની ઉત્તરે ૧૦° છે. પછી ૧૫°, ૨૦° એમ છે. કાશ્મીર ૩૫° અક્ષાંશ પર છે. આપાણું મુંબઈ ૧૫° અને ૨૦° ની વચમાં છે અને તે અક્ષાંશ ૧૮° અને ૧૯° ની લગભગ વચમાં છે.

જેમ ઉત્તર દક્ષિણનું અંતર જાણવા માટે અક્ષાંશ છે તેમ પૂર્વ પશ્ચિમની લીટીઓ જે અંતર દેખાડે છે તેને **રેખાંશ** કહે છે. પૂર્વ પશ્ચિમનાં અંતર માટે મધ્ય રેખા એકે નક્કી કરેલી નથી. દેશદેશના લોકો પોતપોતાને માટે તેવી કલ્પના કરી લે છે. હિન્દુ જ્યોતિષિઓ—ઉજ્જયિની-હાલનાં ઉજ્જૈનથી શરૂઆત કરતા. અંગ્રેજો લંડન પાસેના 'ગ્રીનીચ' નામના ગામથી શરૂ કરે છે. 'ગ્રીનીચમાં' મોટી વેધશાળા છે, તેથી ત્યાંથી શરૂ કરવાનું પસંદ કર્યું છે. કોઇ વળી બીજા ગામથી પણ શરૂ કરે છે. જ્યાંથી શરૂ કરે ત્યાં શૂન્ય ગણાય છે. પછી પૂર્વ રેખાંશ અને પશ્ચિમ રેખાંશ એમ ગણાય. જુઓ, પૃથ્વીના અર્ધગોળમાં ભૂમધ્ય રેખા પર જે આંકડા માંડ્યા છે તે રેખાંશના છે. તેમાં એકની પાસે કાંઇપણ આંકડો નથી. તે શૂન્ય છે. પછી પૂર્વ તરફ ૨૦, ૪૦, ૬૦ એમ માંડ્યા છે. પશ્ચિમ તરફ એકલો ૨૦ જ આવ્યો છે બીજા આંકડા બીજા ગોળામાં હોય.

અક્ષાંશ રેખાંશથી અંતર જાણવામાં આવે તેમ ગરમી થંડી તથા સૂર્યોદય વગેરે પણ જાણી શકાય છે, પણ તે બધી વિગતનું તમારે અત્યારે કાંઇ કામ નથી. અત્યારે માત્ર એટલું યાદ રાખો કે **અક્ષાંશ** તે વિષુવવૃત્તથી ઉત્તર દક્ષિણનું છેટું બતાવનારી કલ્પેલી લીટીઓ છે, અને **રેખાંશ** એ એક નક્કી કરેલા સ્થળથી પૂર્વ પશ્ચિમનું છેટું બતાવનારી લીટીઓ છે. બરાબર અંતર ન જણાય તો નકશો ખરો ન કાઢી શકાય, માટે નકશો કાઢતાં તે બંને લીટીઓનું પાકું જ્ઞાન હોવું જોઇએ.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### હિન્દુસ્થાનનો રાજ્યવહીવટ

હિન્દુસ્થાનના શહેનશાહ અંગ્રેજોના રાજા છે. ૧૯૧૨ માં તેઓ સરકાર જ્યારે અહિં-મુંબઇમાં પધાર્યા ત્યારે તેમનાં દર્શન તથા સત્કાર માટે બધાં છોકરાંને ધજા વાવટા આપી બેસાર્યાં હતાં અને છોકરાંઓને ઇનામ પણ મળ્યાં હતાં. તેમનાં ચિત્રો તમારી નિશા-

ળમાં તમે રોજ જુઓ છો. શહેનશાહનું નામ જ્યોર્જ છે. તે નામના પાંચમા રાજા હોવાથી પાંચમાં જ્યોર્જ કહેવાય છે. એઓ નામદાર આપણા શહેનશાહ છે. લગભગ આખું હિન્દ એઓને તાબે છે. દેશી રાજાઓ પણ છે ખરા; દેશી રાજાઓમાં મોટા હોય છે તેમને તો શહેનશાહ પોતાના મિત્ર અને મદદનીશ તરીકે સ્વીકારે છે. બીજા ખંડીઆ રાજા ગણાય છે. હિન્દમાં થોડો ઘણો ભાગ બીજા પરદેશીઓના હાથમાં છે. તેઓ અંગ્રેજ સરકારથી સ્વતંત્ર છે. થોડા દેશીઓ પણ સ્વતંત્ર છે. તેમનો મુલક નેપાળ અને ભૂતાન છે. નકશામાં જુઓ, તે દેશો હિમાલયની દક્ષિણે આવેલા છે. દેશી રાજાઓના હાથમાં અને સ્વતંત્રજ છે. પરદેશીઓમાં ફીરંગી અને ફ્રેન્ચ લોકોનો મુલક છે, તે તો તમે શીખી ગયા છો. આ સિવાયના બીજા બધા ભાગના રાજા શહેનશાહ જ્યોર્જ છે.

જ્યોર્જ હિન્દુસ્થાનના શહેનશાહ છે અને અંગ્રેજોના રાજા છે. અંગ્રેજ લોકોનો રાજ્યવહીવટ જુદી જાતનો છે. તમને પ્રજાસત્તાક રાજ્ય વિષે જરા કહ્યું છે. અંગ્રેજોમાં પ્રજાસત્તાક રાજ્ય છે, પણ બીજાં રાજ્યો પેઠે રાજા લોકો ચુંટી કાઢતા નથી, પણ વંશપરંપરાથી ઉતરે છે. આપણે ત્યાં દેશી રાજ્યો છે તેમાં પણ રાજાઓ વંશપરંપરાથી ઉતરી આવે છે. પણ આપણને–લોકોને–રૈયતને–પ્રજાને–કામકાજમાં કંઈ ભાગ મળતો નથી. રાજાઓજ સર્વોપરિ છે. રાજાઓની ઇચ્છા એજ અમલમાં આવે. અલબત રાજા કાંઈ ધોરણ વિરૂદ્ધ તો નજ વર્તી શકે. આગળના વખતમાં તો ભાયાતો, અમલદારો, વેપારીઓ અને કારીગરો બધાનું જોર યોગ્ય પ્રમાણમાં રાજાઓ ઉપર ચાલતું. વાલ્મીકિ રામાયણમાં અને શિવાજીએ કરેલ રાજ્યબંધારણમાં પ્રધાનમંડળ અને લોકોના પ્રતિનિધિની વાતો આવે છે. પણ હાલના દેશી રાજ્યોમાં તેવું નથી. તેવાં રાજ્ય તો હવે કુલ મુખત્યારીવાળાંજ ગણાય છે. પ્રજાસત્તાકની વાત કરી છે તેવાં રાજ્યોમાં લોકો ધારે તેજ થાય. અંગ્રેજના રાજ્યનો વહીવટ આ બેની વચ્ચેનો છે. લોકોના મત માટે લોકોના ચુંટી કાઢેલા સભાસદોની મોટી સભા બોલાવાય છે. તે સભા અમલદારો નીમે છે. તે સભા અને અમલદારો બંને સાથે મળી એક પાર્લામેન્ટ કહેવાય છે. રાજાએ પાર્લામેન્ટના મત પ્રમાણેજ કામ કરવું જોઇએ એવી પદ્ધતિ છે. પણ એક તો રાજાઓ વંશપરંપરાથી ઉતરી આવે તે અને બીજી જેમાં રાજાને ફાવે તેમાં પાર્લામેન્ટથી વિરૂદ્ધ મત તે આપી શકે તે; આ બે હકીકતથી અંગ્રેજોનું રાજબંધારણ પ્રજાસત્તાકથી જુદું પડે છે.

અંગ્રેજોના અમલથી આપણામાં રાજસંબંધેની જાગૃતિ થતી આવે છે, અને સરકારે આપણને સ્થાનિક સ્વરાજ્ય આપ્યું છે, તથા ઇલાકાના કારભારી મંડળમાં પણ દેશી બેસી શકે છે, એ તો તમને કહ્યું છે, એટલુંજ નહિ પણ ઇંગ્લન્ડમાં ઇન્ડીઆ કાઉન્સીલ છે, તેમાં પણ હિન્દીઓને સ્થાન આપવામાં આવ્યું છે, એ તમારે સૌએ જાણવું જોઇએ.

ઇંગ્લંડની પાર્લામેન્ટ અને શહેનશાહ એક ઇન્ડીઆ કાઉન્સીલ તથા 'સેક્રેટરી ઓફ સ્ટેટ ફૉર ઇન્ડીઆ' નીમે છે. હિન્દુસ્થાનના રાજ્યવહીવટપર તે અમલદારો દેખરેખ રાખે છે.

હિન્દુસ્થાનમાં સૌથી ઉપરી વાઇસરોય સાહેબ છે એ તમે જાણો છો. આખા હિન્દના યોગ્યતા પ્રમાણે નાના મોટા ભાગો કર્યા છે, અને લોકોની સ્થિતિ તથા મુલકની સ્થિતિ ધ્યાનમાં લઈ તે ભાગોપર ઉપરી નીમ્યા છે. ત્રણ મોટા ભાગ છે તેને ઈલાકા કહે છે. મુંબઈ, મદ્રાસ અને બંગાળા; તેથી નાના પ્રાન્ત કહેવાય છે. તેમાં કોઇ પર ગવર્નર કે લેફ્ટેનન્ટ ગવર્નર અને કોઈ પર કમિશ્નર નામના અમલદારો નીમાય છે. તે દરેક અમલદારની સત્તા જરૂરીઆત પ્રમાણે વધારે ઓછી નક્કી કરવામાં આવી છે.

નામદાર વાઇસિરોય સાહેબને મદદ કરવા બે મંડળો છે; એક કારભારી મંડળ અને બીજું કાયદા ઘડનારૂં. આપણા ઈલાકામાં છે તેમજ તે મંડળો 'ઇમ્પીરીયલ' બાદશાહી-મંડળો કહેવાય છે. કારભારી મંડળ અને નામદાર વાઈસિરોય મળી 'હિન્દી સરકાર' કહેવાય છે.

દેશી રાજ્યોમાંનાં મોટાં રાજ્યો નામદાર વાઇસિરોયના અમલ નીચે છે. તેથી નાનાં ઈલાકાના ગવર્નરના હાથ નીચે, તેથી નાનાં કમિશ્નરના હાથ નીચે એમ છે, એ તો હવે તમે સમજી ગયા હશો. રેસીડન્ટ, એજંટ ટુ ધી ગવર્નર, પોલિટિકલ એજંટ એવાં નામ તે તે રાજ્યોના ઉપર દેખરેખ રાખનાર અંગ્રેજ અમલદારોનાં છે તે પણ તમે જાણતા હશો. પોલિટિકલ-એજન્ટમાં એજન્ટનો અર્થ શો, અને તેવું નામ કેમ પડ્યું વગેરે તમારે હમણાં જાણવાની જરૂર નથી.

દરેક દેશમાં રાજ્ય કરવા માટે લશ્કર તો જોઇએજ. હિન્દુસ્થાનમાં પણ લશ્કર છે. થોડુંક પરદેશી એટલે અંગ્રેજ સિપાઇઓનું છે. બીજું દેશી-હિન્દી સિપાઇઓ-નું છે. લશ્કરીખાતું લગભગ જુદુંજ ગણાય છે. તેનો ઉપરી કમાન્ડર ઇન્ ચીફ એટલે મુખ્ય સેનાપતિ કહેવાય છે.

આ સિવાય તમારે જાણવા જેવી હકીકત માત્ર રાજ્યના

ઉપજ-ખર્ચની છે. ઉપજ ખેતીની મહેસુલ, રેલ્વેની ઉપજ, મીઠું, અફીણપરના કર, માલપર જકાત તથા ટપાલ, તાર ખાતાં વગેરેથી થાય છે. ખર્ચમાં લશ્કરી ખર્ચ, સરકારી અમલદારોના પગાર, તથા લોકો માટે બાંધકામ થાય તે વગેરેનો થાય છે.

ઉપર આપેલી વિગતથી તમે સમજી તો ગયા હશો કે, હિન્દુસ્થાનમાં રાજકારભાર માટે ચાર પ્રકારના વિભાગ છે. તે નીચે પ્રમાણે:—

૧. અંગ્રેજોનો ખાલસા મુલક.

૨. અંગ્રેજ સરકારના તાબા હેઠળનાં દેશી રાજ્યો.

૩. સ્વતંત્ર દેશી રાજ્યો.

૪. સ્વતંત્ર પરદેશી રાજ્યો.

છેલ્લેથી ગણત્રી કરીએ તો સ્વતંત્ર પરદેશી રાજ્યો એ લોકોનાં ફીરંગી અને ફ્રેન્ચનાં. દિવ, દમણ, અને ગોવા ફીરંગીનાં. પોંડીચેરી, કારીકલ, માહી, યાનાન, અને ચંદ્રનગર ફ્રેન્ચનાં છે. સ્વતંત્ર દેશી રાજ્યો નેપાળ અને ભુતાન છે.

દેશી રાજ્યોમાં મોટાં નામદાર વાઇસિરોયને તાબે—વડોદરા, મ્હૈસુર, નિઝામ, કાશ્મીર તથા રજપુતાના અને મધ્યહિન્દ એજન્સી; તેથી નાનાં ઇલાકાના ગવર્નર સાહેબને તાબે, તેથી નાનાં પ્રાંતના કમીશનર સાહેબને તાબે, તેથી નાનાં જીલ્લાના કલેકટરને તાબે. થોડાં ઘણાં દેશી રાજ્યો મળી એજન્સી; એજન્સી મોટી હોય તો તેમાં એજંટ ટુ ધી ગવર્નર અને નાનીમાં પોલીટિકલ એજન્ટ રહે છે.

ખાલસા મુલકના ભાગો કર્યા છે તેમાં ત્રણ મોટામાં ગવર્નરો નિમાય છે. તે ત્રણને ઇલાકા કહે છે. મુંબઈ, મદ્રાસ, બંગાળા એ ત્રણે ઇલાકા છે. તેથી નાના વિભાગોમાં પણ હવે તો ગવર્નરો મુકરર કરવામાં આવ્યા છે. પંજાબ, બિહાર, અને ઓરિસ્સા, સંયુક્ત પ્રાન્તો મધ્ય પ્રાન્તો, આસામ, અને બ્રહ્મદેશમાં હવે ગવર્નરો છે. તેથી નાના ભાગો પર કમીશનરની દેખરેખ છે. તે ભાગો બ્રિટીશ બલુચિસ્તાન, વાયવ્ય સરહદનો મુલક, અજમેર, મ્હેરવાડા, કુર્ગ, દીલ્હી અને આન્દામાન અને નિકોબાર છે. આ બધા સાથેના નકશા નં. ૯ માં બતાવ્યા છે. તે જોઈ વાકેફ થાઓ. તે વિષે ટુંક હકીકત હવે આવતા પ્રકરણોમાં તે ભાગના નકશા સહિત આપી છે.

---


હિંદુસ્થાન
કાશ્મીર
અફગાનીસ્તાન
ટીબેટ
પંજાબ
બલુચીસ્તાન
રજપુતાના
આગ્રા અને અયોધ્યાના
સંયુક્ત પ્રાંતો
બિહાર
અને
ઓરિસ્સા
મધ્ય પ્રાંતો
કચ્છનો અખાત
બંગાળાનો ઉપસાગર
મૈસુર
આન્દામાન
ચીન
સીઆમ
હીંદી મહાસાગર

## પ્રકરણ ૧૫ મું

## નિઝામનું રાજ્ય, મ્હૈસુરનું રાજ્ય, મદ્રાસ ઇલાકો

મુંબઈ ઇલાકાને લગતું એક તરફ નિઝામનું રાજ્ય છે. આપણા ઇલાકાનું વડોદરાનું રાજ્ય જેમ નામદાર વાઇસરોય સાહેબની સીધી દેખરેખ નીચે છે, તેમ જ નિઝામનું રાજ્ય પણ નામદાર વાઇસરોય સાહેબની સીધી દેખરેખ નીચે જ છે. આ રાજ્યમાં રેસીડેન્ટ રહે છે. રાજા મુસલમાન છે. નિઝામનું રાજ્ય વડોદરાના રાજ્યથી લગભગ ૧૦ ઘણું મોટું છે. ઉપજ ઠીક ઠીક છે. નદીઓ તો મુંબઈ ઇલાકામાંની જ આગળ વહી, તે રાજ્યમાં જાય છે. ગોદાવરી, કૃષ્ણા, ભીમા અને તુંગભદ્રા: આ નદીઓ સરકારના મુલકમાં થઈ વહે છે.

અજન્ટા નામનો ડુંગર છે, જેમાં અજન્ટાની ગુફાને નામે ઓળખાતી બૌદ્ધ ગુફાઓ આવેલી છે. બધી મળી ૨૯ ગુફાઓ છે અને તેમાંની એક તો આખા હિન્દુસ્તાનની ગુફાઓમાં સૌથી જુનામાં જુની કહેવાય છે. આ રાજ્યમાં બીજી જાણવા જેવી ઇલોરાની ગુફાઓ છે. ત્યાં દોલતાબાદથી જઈ શકાય છે. આ ગુફાઓમાં બૌદ્ધોની, જૈનોની અને બ્રાહ્મણોની એમ ત્રણે ધર્મોની ગુફાઓ છે. બ્રાહ્મણ ધર્મની ગુફાઓમાં 'કૈલાસ' ના નામથી ઓળખાતી ગુફા વિસ્મય પમાડે તેવી ભવ્ય અને સુંદર છે.

આ રાજ્યમાં પહેલાં ગોવળકોંડા પાસેથી હીરા નીકળતા. કોયલાની ખાણો હાલ પણ ત્યાં છે. પેદાશમાં અનાજ, તેલનાં બીઆં અને રૂ મુખ્ય છે. વસ્તીમાં ઘણે ભાગે મુસલમાન છે. ભાષા ઉર્દુ, તેલુગુ, મરાઠી અને કાનડી બોલાય છે.

રાજધાનીનું શહેર હૈદ્રાબાદ છે. મુંબઈથી જી. આઇ. પી. ગાડીનો એક રાયચુર મેઈલ જાય છે, તે રાયચુર આ રાજ્યમાં છે.

### મ્હૈસુર

નિઝામ રાજ્યની દક્ષિણે મ્હૈસુર રાજ્ય છે. તેમાં હિન્દુ રાજા છે. પહેલાં હૈદરઅલી અને ટીપુ સુલતાને તે જિતી લીધું હતું. પરંતુ ત્યાર પછી તે આગલા હિન્દુ રાજાના વંશને સોંપવામાં આવ્યું છે. આ રાજ્યનો કારભાર બહુ વખાણવા લાયક છે. કેળવણી માટે બહુ




સારી વ્યવસ્થા છે. અને સુધારાની, હુન્નરકળાની અને બીજી દેશો દયની સારી બાબતોમાં તે આગળ પડતું છે. આ રાજ્ય પણ નામદાર વાઈસરોય સાહેબની સીધી દેખરેખ નીચે છે. આ રાજ્યમાં કોલર નામની સોનાની ખાણો છે. તેમાંથી સોનું નીકળે છે. ત્યાં કેટલીક અંગ્રેજ કંપનીઓ કામ કરે છે, અને જથ્થાબંધ સોનું કાઢે છે. રાજધાનીનું શહેર મ્હેસુર છે. રેસીડેન્ટ બેંગલોરમાં રહે છે: ત્યાં જાણીતા પારસી ગૃહસ્થ ટાટાએ બત્રીશ લાખ રૂપીઆની અસાધારણ રકમ આપ્યાથી, વિજ્ઞાનની શોધખોળ માટે એક મોટી સંસ્થા ઉઘાડવામાં આવી છે.

---

## મદ્રાસ ઈલાકો

મુંબઈ ઈલાકાના જેવો જ બીજો **મદ્રાસ** ઈલાકો છે. મદ્રાસ એક જાણીતું બંદર છે, તેને સુધારવા માટે ઘણો ખર્ચ કરવામાં આવ્યો છે, પરંતુ તે જોઈએ તેવું સારૂં થયું નથી. મદ્રાસના ગવર્નર સાહેબના હાથ નીચેનો મુલક તે મદ્રાસ ઈલાકો. તે ઈલાકાના પણ ભાગ કર્યા

છે અને તેની નીચે દેશી રાજ્યો પણ છે. દેશી રાજ્યમાં મુખ્ય ત્રાવણકોરનું છે. નકશામાંથી તે શોધી કાઢો.

આપણા ઈલાકામાં જેમ ફીરંગીનાં થોડાં ગામ છે, તેમ આમાં ફ્રેન્ચ લોકોનાં છે. ફ્રેન્ચ લોકો યુરોપના ફ્રાન્સ નામના દેશના વતની છે. પહેલાંના વખતમાં તેઓ અંગ્રેજો સાથે સારી રીતે હરીફાઈમાં ઉતર્યા હતા. પણ તેમાં તેઓ ફાવી શક્યા નહિ. હમણાં તો તેમનાં હાથમાં **કારીકલ** (કાવેરીના મુખ પાસે), **યાનાન** (ગોદાવરીના મુખ પાસે), **માહી** (મલબાર કિનારાપર)અને સૌથી મોટું **પોંડીચેરી**; એ ચાર આ ઈલાકામાં છે. **ચંદ્રનગર** બંગાળામાં હુગલી નદીપર છે તે પણ ફ્રેન્ચનું છે, તે મળી પાંચ છે. આ લોકોના કારભાર માટે એક ગવર્નર જનરલ છે અને તે પોંડીચેરીમાં રહે છે.

આ ઈલાકામાં ગરમી વધારે રહે છે; દક્ષિણ ભાગમાં લોકો ઘણાં કપડાં પહેરી શકતા નથી, અને શરીરે ચંદન ચોપડે છે. કોઈ મળવા આવે ત્યારે સત્કારમાં ચંદનનો લેપ આપવાનો રિવાજ છે. સુખડ આ ભાગમાં પુષ્કળ થાય છે. તેમ ચા,-બુંદ, સિંકોના અને ગરમ મશાલા પણ પુષ્કળ થાય છે.

એમ કહે છે કે સંસ્કૃત વિદ્યાએ જ્યારે કાશી છોડયું ત્યારે તે આ ભાગમાં આવીને રહી. આ વાત ઘણે અંશે ખરી છે. સંસ્કૃત ભાષાના અને તત્ત્વજ્ઞાનના ઘણા વિદ્વાનો આ ભાગમાં રહે છે. તેમ ધર્મની ભાવના પણ શ્રેષ્ઠ પ્રકારની છે. **કાંચીવરમ** નામના ગામમાં, શિવ-કાંચી અને વિષ્ણુ કાંચી, **મદુરામાં** મહાદેવનાં દહેરાંઓ અને **શ્રીરંગમાં** વિષ્ણુનાં દહેરાં ભવ્ય, સુંદર અને શ્રદ્ધા ઉત્પન્ન કરે તેવાં છે. આ બધાં ઉપરાંત **કન્યાકુમારી** તથા **રામેશ્વરનો** બેટ અને **સેતુ** એ હિન્દુઓનાં જાત્રાનાં ઠેકાણાં છે. તમારે ત્યાંનાં મંદિરોનો દેખાવ અને ધર્મની ભાવના વિષે વાંચવું હોય તો સૌ. **સુમતિ** નામનાં એક બાઈએ **દક્ષિણ યાત્રા** નામનું એક પુસ્તક લખ્યું છે તે વાંચી જોજો.

આ ઈલાકામાં નદીઓ મુંબઈ ઈલાકાવાળી જ **ગોદાવરી** અને **કૃષ્ણા** છે. ત્રીજી **કાવેરી** એ એક મોટી નદી છે. **ચીલકા**, **કોલર** અને **પુલીકટ** એ ત્રણ **સરોવરો** છે. પણ તેમાંનાં **ચીલકા** અને **પુલીકટ** દરિયા સાથે જોડાયેલાં હોઈ ખારાં પાણીવાળાં છે. **નીલગિરિ** પર્વત છે. નીલગિરિનાં ચા અને બુંદ બહુ વખણાય છે. તેના ઉંચા પ્રદેશપર **ઉત્તકમંડ** કરીને શહેર છે, તે હવા ખાવાનું ઠેકાણું છે. મદ્રાસના **ગવર્નર સાહેબ** ઉનાળામાં ત્યાં રહે છે.

અંગ્રેજોના હાથમાંનાં જુનામાં જુનાં મથકોમાંનું મદ્રાસ એક છે; મદ્રાસમાં કોઠી નાંખી તે પહેલાં મછલીપટ્ટણમાં કોઠી હતી.

ફીરંગી લોકોનો વાસ્કોડીગામા નામનો પુરૂષ આવ્યો હતો, તે પહેલાં કાલીકટ બંદરે ઉતર્યો હતો. હિન્દુસ્થાનમાં આવનારો પહેલો જ યુરોપિયન તે હતો. તે બંદર પણ આ ઇલાકામાં છે. મેંગલુર, કાનાનુર, તેલીચરી એ બીજાં નાનાં બંદરો છે.

અરબી સમુદ્ર માંહેના લક્ષદ્વીપ નામના ટાપુઓનો સમૂહ મદ્રાસ ઇલાકામાં છે.

આ મદ્રાસ ઇલાકાના પશ્ચિમ ભાગમાં કુર્ગ નામનો પ્રાન્ત છે. નકશામાં તે શોધી કાઢો. આ પ્રાન્ત બહુ પહાડી છે. બુંદ અને એલચી અહિં સારાં થાય છે.

---

## પ્રકરણ ૧૬ મું

——:o:——

### મધ્ય પ્રાન્ત, મધ્ય હિન્દ એજન્સિ, રજપુતાના કે રજપુતસ્થાન, આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાન્તો

મદ્રાસ ઇલાકાથી ઉત્તર–પશ્ચિમ ખુણામાં 'સેન્ટ્રલ પ્રોવિન્શીઝ' યાને '**મધ્ય પ્રાંત અને વરાડ**' છે. મધ્યપ્રાન્તોનો ઘણો ભાગ પહાડો અને જંગલોવાળો છે. નર્મદા તથા તાપી નદીઓ આ ભાગમાંથી નીકળે છે. વિન્ધ્યાચળ અને સાતપુડા એ બે પર્વતો મુખ્ય છે. વરાડ પ્રાન્ત ઘણો જ ફળદ્રુપ છે અને 'નાગપુરી સંતરાં' જથ્થાબંધ આ ભાગમાંજ થાય છે. કોયલાની તથા લોખંડની ખાણો આ ભાગમાં પુષ્કળ આવેલી છે. મુખ્ય શહેરોમાં નાગપુર છે, ત્યાંના ધોતી જોટા બહુ વખણાતા હતા. જબલપુર પણ ઘઉંને માટે પ્રખ્યાત શહેર છે. આ ભાગમાં રૂ બહુ સારૂં અને પુષ્કળ થાય છે. આ વિભાગમાં દેશી રાજ્યો ઘણાં છે, પણ બધાં નાનાં નાનાં છે; તેમાં ઘણે ભાગે જંગલો જ છે, અને અનાર્ય પ્રજા રહે છે.

---

### મધ્ય હિન્દ એજન્સિ

મોટાં મોટાં દેશી રાજ્યોનો જથ્થો એકઠો ગણી તેમને એક ભાગ જેવું જ ગણવામાં આવ્યું છે. આ ભાગ હિન્દુસ્તાનના મધ્યભાગમાં હોવાથી તેને "મધ્ય હિન્દ એજન્સિ" એવું નામ આપ્યું

છે. નકશામાં જોવાથી જાણી શકશો કે તેમાં આવેલાં રાજ્યોમાં સિંધીઆ સરકારનું મોટું રાજ્ય છે. તેની રાજધાની ગ્વાલિયર છે અને જુનું 'ઉજ્જયિની' શહેર કે જેનાં માત્ર ખંડેર જ—હાલમાં ઉજ્જૈન ગામ પાસે છે તે છે. આ એજન્સિમાં બીજાં રાજ્યો સાથે હોલકરનું રાજ્ય પણ છે. આ રાજ્યનું મુખ્ય શહેર 'ઇન્દોર' અહલ્યાબાઇએ વસાવ્યું હતું. ઈન્દોર પાસે મહુ છે જ્યાં સુતર વણવાનું હાથનું કામ બહુ સારૂં થાય છે. ભોપાળનું રાજ્ય પણ આ એજન્સિમાં છે. આમાં મુસલમાની રાજ્ય છે. ખાસ નોંધ લેવા જેવું છે કે ભોપાળમાં બેગમ રાજ્ય ચલાવે છે.

એક બીજું પન્નાનું નાનું રાજ્ય છે, કે જે હીરાની ખાણોને માટે પ્રખ્યાત હતું. બી. બી. સી. આઈ. રેલ્વેનું સ્ટેશન રતલામ પણ એક નાનાં દેશી રાજ્યનું મુખ્ય શહેર છે. તે પણ આ જ એજન્સિમાં છે.

આ એજન્સિની હદ નકશામાં બરાબર જુઓ. ઉત્તરમાં જરા ખાંચો છે તે આગ્રા અને સંયુક્ત પ્રાન્તની હદ છે. ત્યારપછી પાછો બુંદેલખંડના નામથી ઓળખાતો મધ્ય હિન્દ એજન્સિનો જ ભાગ છે.

---

### રજપૂતાના—રજપૂતસ્થાન

આ એજન્સિની પશ્ચિમે રજપૂતાના એજન્સિ છે, કે જેમાં રજપૂતોનાં દેશી રાજ્યો છે. આગળના વખતમાં તો રજપૂતો—ક્ષત્રિયો જ રાજા હતા. તેઓ બહુ જ શૂરા, સચ્ચાઈ અને સંપથી રહેનારા, અને ટેકીલા હતા. લડાયક જુસ્સો તેમનો એવો તો ઉગ્ર હતો કે તેમના પરાક્રમની અને તેમના ઉંચા પ્રકારના શૂરત્વની બરોબરી કરી શકે તેવા લોકો દુનિયામાં હજી સુધી જનમ્યા નથી. ટૉડ સાહેબે લખેલું '**રાજસ્થાન**' નામનું પુસ્તક તમારે બધાએ ખાસ વાંચવું જોઇએ. મેવાડની જાહોજલાલી, રાજસિંહ અને વીરબાળા, પૃથ્વીરાજ રાસા, પૃથ્વીરાજ ચૌહાણ વગેરેના નામથી લખાયેલાં પુસ્તકો પણ વાંચવા જેવાં છે. આ ઉપરથી ક્ષત્રિયોનું ખરૂં વીરત્વ અને તેમના ઉંચા ધર્મભાવનું ભાન થાય છે. રજપૂતો અડગ ટેક, અને સત્ય માટે આગ્રહ: આ બે શ્રેષ્ઠ ગુણો માટે ખાસ પંકાયેલા છે. તેમ જ રણસંગ્રામમાં મરવું એ જ એમનું પુણ્ય કાર્ય ગણાતું. તેમનો લડાઇનો જુસ્સો એટલો બધો હતો કે, જ્યારે છેવટની કટાકટીનો મામલો હોય ત્યારે બધા 'કેસરીયાં' કરતા. 'કેસરીયાં' કર-

ચ્વામાં એવું કરે કે લડવાને તૈયાર થયેલા યોદ્ધાઓ પોતાનાં બૈરી છોકરાં, માલમીલકત બધાંને એકઠું કરી બાળી મૂકે, પછી કેસરના રંગથી રંગેલા વાઘા–જામા કે ઝભ્ભા પહેરે, ઇષ્ટદેવનું નામ લઈ લડવા નીકળી પડે. પછી કાં તો જિત મેળવે અથવા જિત ન મેળવી શકે તો તમામ ત્યાં લડતા લડતા મરણ પામે.

આવા ઉગ્ર જોસવાળા રજપૂતો પણ કાળબળે નરમ પડ્યા. તેમનામાં કુસંપ પેઠો અને બીજાં કેટલાંક કારણો મળતાં હવે ક્ષત્રિઓનું રાજબળ ઓછું થઈ ગયું. છતાં પણ રાજપૂતાનામાં કોઈ કોઈ રાજ્યમાં અસર રહેલી માલમ પડે છે. બધા રજપૂતોમાં સીસોદિયા શ્રેષ્ઠ ગણાતા. તેઓએ મુસલમાનોને નમ્યું આપ્યું નહોતું. આખર એકલા પડી ગયા અને નહિં ફાવ્યા તોપણ તેમની કડકાઈ હજુ ચાલુ જ છે, અને પહેલાં લીધેલો ટેક પાળીને નામ રાખી રહ્યા છે. રજપૂતાનામાં ઉદેપુરમાં સીસોદિયા રાજાઓ છે. ઉદેપુર એ તેમની નવી રાજધાની છે. જુનું રાજધાનીનું શહેર ચિતોડ હતું, જેનો કિલ્લો એટલો બધો મજબૂત હતો કે દુશ્મનોને તે લેતાં જમાનાના જમાના મુશીબત વેઠવી પડી હતી. બીજાં રાજ્યોમાં જોધપુરનું છે-એ મારવાડનું રાજ્ય કહેવાય છે. ઉદેપુરનું રાજ્ય મેવાડનું રાજ્ય કહેવાય છે. મારવાડનું તથા જયપુરનું એ બે મેવાડના કરતાં મોટાં છે. જયપુરમાં મકાનો, જુની કારીગરી, સંગ્રહસ્થાન, વેધશાળા વગેરે જોવા લાયક છે. હિન્દુસ્તાનનાં જૂનાં જોવા લાયક શહેરોમાંનું જયપુર એક છે. આ શહેરને યૂરોપમાં આવેલાં અને આખી દુનિયામાં મોજશોખને માટે અને સૌંદર્યને માટે પ્રખ્યાતિ પામેલા પારિસ શહેર સાથે સરખાવાય છે. વિકાનેર, ભરતપુર, બુંદી, કોટા, અલ્વર બીજાં જાણવા લાયક રાજ્યો છે.

રાજપૂતાનાના મધ્ય ભાગમાં અરવલ્લીનો ડુંગર છે. ઉત્તર–પશ્ચિમ એટલે વાયવ્ય ખુણા તરફનો ભાગ તદ્દન રણનો જ પ્રદેશ છે. તે ભાગ તો તદ્દન વેરાન જ છે. દક્ષિણ–પશ્ચિમ એટલે નૈર્ઋત્યના ભાગપર જમીન કાંઈક સારી છે. પણ એકંદરે વરસાદ ઓછો, પાણીની મુશ્કેલી, શિયાળામાં અતિશય ટાઢ અને ઉનાળામાં અતિશય ગરમી, અને આવી સ્થિતિને લઇને ખેતી પણ નહિં જેવી જ છે. મરૂસ્થળી એટલે મારવાડ પાણીની તંગીને માટે તો ઉખાણામાં વપરાય છે.

ઉપજમાં ઘઉં જુજ અને મકાઈ વિશેષ છે. **સાંભર** નામનું ખારા પાણીનું સરોવર છે, અને તેના પાણીમાંથી મીઠું પકવવામાં આવે છે. રણનો તેમ જ રેતાળ અને સૂકો પ્રદેશ રહ્યો એટલે બીજાં જાનવરો કરતાં ઊંટ વધારે ઉપયોગી પ્રાણી બને છે. ઘણું ખરું જે કામ આપણી તરફ આપણે ઘોડા પાસે કરાવીએ છીએ, તે કામ ત્યાં ઊંટ પાસે કરાવે છે. ભાષા મારવાડી અને હિન્દી મુખ્ય છે.

જોધપુર રાજ્યના મકરાણા પરગણામાં ઉંચી જાતનો આરસ નીકળે છે, જેનું નામ પણ આ મકરાણા પરથી જ પડ્યું છે.

આ રજપુતાનામાં 'અજમેર મ્હેરવાડા' નામનો નાનો ભાગ અંગ્રેજ સરકારનો ખાલસા પ્રાન્ત છે. તેનું મુખ્ય શહેર અજમેર છે.

---

## આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાન્તો

હિન્દુસ્થાનમાં પવિત્રમાં પવિત્ર ગણાતું કાશી–બનારસ શહેર તથા શ્રી રામચંદ્રજીની પ્રખ્યાત જન્મભૂમિ અને રાજધાની અયોધ્યા નગર હતું. તેની આસપાસનો બધો ભાગ આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોના નામથી ઓળખાય છે. પહેલાંનું અયોધ્યા ફૈઝાબાદ પાસે હતું. હવે તો તેનાં ખંડેર જ માત્ર છે. આગ્રામાં આખી દુનિયામાં વખાણાયેલી કારીગરીનો તાજમહેલ છે. તે શાહજહાન નામના મોગલ પાદશાહે બંધાવેલો છે. આમાં કારીગરી સાથે પૈસા પણ પુષ્કળ ખરચ્યા છે. સાચાં મોતી અને હીરા માણેકની કટકી ઓનું જ બધું કામ છે. આનો નમુનો મુંબઈમાં રાણીબાગમાંના મ્યુઝિયમમાં છે. **મથુરાં** પણ હિન્દુઓનું જાત્રાનું ઠેકાણું છે. શ્રી કૃષ્ણે પોતાનું બચપણ ત્યાં ગાળ્યું હતું. ગરમ કપડાની અને ચામડાની મીલોવાળું **કાનપુર** શહેર નકશામાં શોધી કાઢો. ગંગા અને જમનાના સંગમ પર આવી રહેલું **પ્રયાગ** કે અલાહાબાદ ગંગાના મૂળ તરફ તથા તેની પાસે **હરદ્વાર**, **નૈનિતાલ** આ બધાં શહેરો આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાન્તોમાં આવેલાં છે. હરદ્વારમાં આર્યસમાજીઓનું મોટું ગુરૂકુળ છે, અને સનાતનીઓનું પણ ઋષિકુળ છે. એમાં વિદ્યાર્થીઓને બ્રહ્મચર્ય પળાવી ધાર્મિક અને નૈતિક શિક્ષણ આપવામાં આવે છે.

બદરીનાથ, કેદારનાથ અને ગંગોત્રી એ ત્રણે જાત્રાનાં ઠેકાણાં હરદ્વાર પાસે છે. હરદ્વાર પાસે ગંગાજીનો પ્રવાહ એવો સુંદર છે કે, ત્યાં જનારાઓ કહે છે કે કલાકોના કલાકો સુધી ત્યાં જોયાં જ કરીએ

તોપણ ત્યાંથી ખસવાનું મન થાય નહિ! નૈનિતાલ હવા ખાવાનું ઠેકાણું છે. બીજું જાણવા લાયક અલીગઢ શહેર છે કે જેમાં મુસલમાનો માટે મોટી કોલેજ છે, તે પણ આજ વિભાગમાં છે. તે નકશામાં શોધી કાઢો. બનારસ–કાશીમાં હિન્દુઓ માટે ખાસ એક કોલેજ છે. કાશી એ હિન્દુઓનું પવિત્રમાં પવિત્ર સ્થળ આ ભાગમાં છે; તે હિન્દુઓનું મોટામાં મોટું જાત્રાનું ઠેકાણું છે, અને જાત્રાળુઓની ધમાલ ત્યાં આખું વર્ષ ચાલુ જ રહે છે. સંસ્કૃત વિદ્યાનું તે પહેલાં મુખ્ય સ્થળ હતું અને હજી પણ છે. કાશીને દહેરાંનુંજ શહેર કહીએ તો તે અતિશયોક્તિ કહી શકાશે નહિ, કારણ કે ત્યાં શેરીએ શેરીએ એટલાં દહેરાં છે કે કોઈ બીજા એક મોટા ગામમાં પણ ભાગ્યે જ તેટલાં હશે!

આ પ્રદેશમાં નદી ગંગા, જમના મુખ્ય છે. વરસાદ સાધારણ છે, પણ ગંગા જમનાની નહેરોથી પેદાશ સારી છે. પેદાશમાં ગળી, સુરોખાર અને અફીણ જાણવા જેવી છે.

---

## પ્રકરણ ૧૭ મું

### પંજાબ, દીલ્હી, વાયવ્ય સરહદનો પ્રાંત, (નોર્થ વેસ્ટ ફ્રન્ટીયર પ્રોવિન્સ)

### બલુચિસ્તાન અને કાશ્મીર

પંજ=પાંચ, આબ=પાણી, આ બે શબ્દોથી બનેલો શબ્દ ‘પંજાબ’ છે. જે ભાગમાં પાંચ નદી ભેગી થવાથી પાંચ પાણી ભેગાં થાય છે, તે ભાગ તે **પંજાબ.** નકશામાં જુઓ. ઝેલમ, ચિનાબ, રાવી, બિઆસ અને સતલજ. એ પાંચ નદીઓ, બે કાશ્મીરમાંથી, બે હિમાલયમાંથી, અને એક હિમાલયના પેલી પારના ભાગમાંથી–તિબેટ નામના દેશમાંથી થઈને નીકળી આવે છે. આટલી બધી નદીઓ હોય એટલે પાણીની આપદા તો પડે જ નહિં અને ખેતીમાં પણ બહુ લાભ થાય. ઘઉં આ ભાગમાં પુષ્કળ થાય છે. અને તેનો ઘણો ખરો બધો ભાગ પરદેશ ચઢાવવામાં આવે છે.

આ વિભાગમાં સિંધવ નામનું મીઠું નીકળે છે. ફટકડી પણ આ ભાગમાં નીકળે છે. શાલને માટે પંજાબ બહુ વખણાય છે, એ તો તમે જાણતા હશો.

આ ભાગમાં આવેલું **દીલ્હી** હમણાં જૂદું પાડી કમીશનરના હાથ નીચે રાખવામાં આવેલું છે. હિન્દુસ્તાનમાં પરા પૂર્વથી દીલ્હી શહેનશાહો અને ચક્રવર્તી રાજાઓનું રાજધાનીનું શહેર ગણાતું આવ્યું છે. પાણીપત—હસ્તિનાપુર, સ્થાનેશ્વર, કુરૂક્ષેત્ર એ તેની આસપાસની જગાઓ છે. પહેલાં હતું તેવું જ હવે પણ તે આખા હિન્દની રાજધાનીનું શહેર બન્યું છે. શહેનશાહ જ્યોર્જનો દરબાર ત્યાં ભરાયો હતો અને હવે નામદાર વાઇસિરાય સાહેબ પણ ત્યાં જ રહે છે.

પંજાબનાં શહેરોમાં લાહોર મોટું છે, અને અમૃતસર શીખ લોકોનું જાત્રાનું ઠેકાણું છે. શીખ લોકો તમે જોયા હશે. શરીર કદાવર અને લશ્કરી દેખાવના. તે લોકોનું મૂળ સ્થાન પંજાબ છે. તેમાંથી ઘણાખરા લશ્કરી નોકરીમાં રહે છે.

**સીમલા** જે હિમાલયના એક ભાગ ઉપર આવેલું છે, તે ઉંચુ શિખર હોવાથી હવાખાવાના ઠેકાણા તરીકે પ્રખ્યાત છે. વાઇસરોય સાહેબ ઉનાળામાં ત્યાં રહે છે.

આ ભાગમાં ભાવલપુરનું મુસલમાની રાજ્ય અને પતિઆળાનું શીખ રાજ્ય એ બે મોટાં દેશી રાજ્યો છે.

---

## વાયવ્ય સરહદનો પ્રાન્ત
## (નાર્થ વેસ્ટ ફ્રન્ટીયર પ્રોવિન્સ)

પંજાબ પ્રાન્તની પશ્ચિમે પહાડી મુલક છે અને તેમાં પઠાણ જાતના મુસલમાનો રહે છે. આ પહાડી મુલકમાં થઇને હિન્દુસ્થાનમાં દાખલ થવાનો ખાઇબર ઘાટ નામનો *ઘાટ છે. હિન્દુસ્થાનની સીમામાં ઘણે ભાગે ફરતો દરિયો છે. દરિયો નથી ત્યાં ડુંગરો પર્વતો છે. આથી બંદરો હાથ રાખ્યાં હોય તો પરમુલકના લોકો તેમાં પેસી શકે નહિ એવું છે; ડુંગરોમાં કંઇ કંઇ રસ્તા છે. આમાં મુખ્ય ખાઇબર ઘાટ છે, એટલે તે રસ્તો પણ દુશ્મનોને રોકવા માટે બંધ કરવો જ જોઇએ. આ રસ્તામાં રક્ષણ માટે લશ્કર રહે છે.

મુખ્ય શહેર પેશાવર છે, એડવર્ડસાબાદ, ઍબટાબાદ નામનાં શહેરો અંગ્રેજોના નામ પરથી પડેલાં છે. સિંધમાં તેવું જેકોબાબાદ જાણ્યું છે તેવાં જ આ બે નામ છે.

---

* ડુંગરમાંથી જવાનો માર્ગ હોય તેને 'ઘાટ' કહે છે.

## બલુચિસ્તાન

આ ભાગની દક્ષિણે બલુચિસ્તાનનો અંગ્રેજ સરકારનો મુલક છે. બલુચિસ્તાન તો જુદો દેશ જ છે, આનો થોડો ભાગ અંગ્રેજોના હાથમાં છે અને તે હિન્દના બ્રિટિશ મુલક સાથેનો જ ગણાય છે, આનું મુખ્ય શહેર ક્વેટા છે. હિંદુસ્થાનમાં આવનારો ડુંગરી માર્ગ બોલનઘાટ આ ભાગમાં છે. ક્વેટા સુધી રેલ્વે જાય છે.

બલુચિસ્તાનનો બાકીનો મુલક દેશી રાજાના તાબાનો છે. રાજા મુસલમાન છે અને ખાન કહેવાય છે. રાજધાનીનું શહેર **ખિલાત** છે.

આ ભાગ પણ પહાડી જ છે અને શિયાળામાં બહુ ઠંડી અને ઉનાળામાં બહુ ગરમી પડે છે. હિન્દુસ્થાનમાં વધારેમાં વધારે ગરમી આ પ્રદેશના ભાગમાં પડે છે.

---

## કાશ્મીર

સાથેના નકશામાં આપેલા દેશોમાંથી એકની વાત રહી છે. જુઓ, પંજાબ, સરહદનો પ્રાન્ત અને બલુચિસ્તાન, ઉપરાંત બીજો કયો દેશ તે નકશામાં આપ્યો છે? વાંચી શકો છો? એ બહુ ડુંગરાઉ પ્રદેશ છે, પણ તે બહુ જ સુંદર દેશ છે. શિખરો પર બરફ રહે છે. નદીઓમાં બરફ જામી જાય છે. તે પ્રદેશ બહુ ઉંચો પ્રદેશ છે. ઠંડી પણ સારી રહે છે. શિયાળામાં તો લોકો ગળામાં એક સગડી પહેરી રાખે છે! ત્યાંની સાલ બહુ વખાણાય છે. કેસર પણ ત્યાં થાય છે. ફુલો તો ત્યાં એટલાં બધાં અને જુદી જુદી જાતનાં થાય છે કે જોનારાઓ ખુશ ખુશ જ થઈ જાય.

રસ્તાઓ ઘણી વાર ફુલોથી ખરેખર ઢંકાઈ ગયેલા જ બની જાય છે! **કલાપી** નામના પ્રખ્યાત કવિ અને લેખકે તેને સ્વર્ગનું નામ આપ્યું છે, એ તો ગયે વરસે તમે શીખી ગયા છો. આવો આ દેશ તે **કાશ્મીર** છે. તે દેશી રાજાના તાબામાં છે. રાજાઓ રજપૂત છે. લોકો ઘણે ભાગે રજપૂત હિન્દુ અને કેટલાક મુસલમાન અને બૌદ્ધ ધર્મી છે. તેનું મુખ્ય શહેર 'શ્રીનગર' છે. તે શહેર નદીમાં વસેલું છે. એટલે કે ગામમાં એક જગાએથી બીજી જગાએ જવું હોય તો હોડીમાં બેસીને જ જવું જોઇએ! કેવું નવાઈ જેવું શહેર! આપણે અહિં જેમ સડક છે, તેમ ત્યાં ઘર ઘરની વચ્ચે પાણી વહેતું હોય

છે ! પહેલાં તો કાશ્મીરમાં જવું બહુ મુશ્કેલ હતું, પણ હવે હળવે હળવે સગવડો વધતી જાય છે. હિન્દુસ્થાનમાં જે જે જોવા લાયક સ્થળો છે, તેમાં કાશ્મીર એ શ્રેષ્ઠ છે.

---

## પ્રકરણ ૧૮ મું

:o:

### બિહાર અને ઓરિસ્સા પ્રાન્ત અને બંગાળા ઈલાકો

જેમાં પુરી નામથી ઓળખાતું જગન્નાથપુરી નામનું હિન્દુઓનું જાત્રાનું ઠેકાણું છે, તે ભાગને ઓરિસ્સા કહે છે. અને ઓરિસ્સાને બિહાર મળીને એક પ્રાન્ત ગણાય છે. જગન્નાથપુરીની એક હકીકત જાણવા જેવી છે. ત્યાં નાત—જાતના ભેદ પાળવામાં આવતા નથી, અને ગમે તે લોક ગમે તેના હાથનું ખાય છે. એટલું જ નહિ, પણ ખાવું જ જોઇએ એવી માન્યતા છે. બ્રાહ્મણ, વાણીયા, ક્ષત્રિય, શૂદ્ર બધા એક ભાણે જમી શકે એ ત્યાં પ્રત્યક્ષ થાય છે. જાત્રાએ જનારા બધાએ એક જ ભાણે ખાવું જ જોઇએ એવું ધોરણ છે. તે ભાગમાં બીજું શહેર મહા નદી પર કટક છે. ત્યાંનું રૂપાનું કામ બહુ વખાણાય છે.

ઓરિસ્સાની પાસે ઉત્તરમાં છોટાનાગપુરનો ડુંગરાળ પ્રદેશ છે. તેમાં પારસનાથનું શિખર જૈન લોકોનું જાત્રાનું ઠેકાણું છે. 'ઝરીયા' નામની કોલસાની ખાણો આ ભાગમાં છે, જે બંગાળા ઈલાકાની રાણીગંજની ખાણોની સાથે હવે હરિફાઈ કરે તેવી થતી જાય છે. છોટાનાગપુરમાં મોટામાં મોટું શહેર રાંચી છે. ઓરિસ્સા અને છોટાનાગપુરમાં નાનાં દેશી રાજ્યો ઘણાં છે.

તે જ નકશામાં છોટાનાગપુરને લગતા બહાર નામનો પ્રાન્ત છે તે જુઓ. બિહાર કે બહાર નામ વિહાર ઉપરથી પડ્યું છે. બૌદ્ધ લોકોના સાધુઓના મઠને વિહાર કહે છે. આ વિભાગમાં બૌદ્ધ લોકો બહુ રહેતા હશે અને તેમના ધર્મગુરૂઓ પણ અહિં ઘણા રહેતા હશે; એટલે આખા ભાગનું નામ બિહાર પડી ગયું હશે, એમ અટકળ થાય છે. પ્રાચીન કાળમાં 'મગધ' ના નામથી આ ભાગ ઓળખાતો. ત્યાંની ભાષા 'માગધી' હતી. આ ભાષામાં જૈન અને બૌદ્ધ લોકોનાં કેટલાંક ધર્મપુસ્તકો લખાયાં છે. પટણા નામનું શહેર શોણ, ગોગ્રા અને ગંડકી એ ત્રણ નદીના સંગમ પર આવેલું છે. મગધ રાજની રાજધાની ફલગુ નદીને કાંઠે આવેલું હતું ત્યારે તેનું નામ 'પાટલી પુત્ર'

હતું. બીજાં ગામોમાં ગયા હિન્દુઓનું જાત્રાનું ઠેકાણું છે. હિન્દુઓમાં એવું મનાય છે કે ગયામાં શ્રાદ્ધ કરવાથી બધા પિતૃઓનો મોક્ષ થઈ જાય છે. ગયામાં બૌદ્ધ ધર્મનાં દેવાલયોનાં ઘણાં ખંડેરો છે.

---

### બંગાળા ઈલાકો

બિહાર અને ઓરિસ્સા પ્રાન્તનો નકશો છે. એની જોડેજ બંગાળા ઈલાકાનો નકશો આપ્યો છે તે જુઓ. તે ઈલાકાનું મુખ્ય શહેર **કલકત્તા** છે. તે થોડા વખત ઉપર હિન્દુસ્થાનની રાજધાનીનું શહેર હતું. અંગ્રેજ સરકારને પહેલો મુલક આ ભાગમાં મળ્યો હતો અને તેથી તેમના રાજની અસર આ ભાગમાં સૌથી વધારે છે.

**રાણીગંજની** કોલસાની મોટી ખાણો આ ભાગમાં છે, જ્યાંથી નીકળતો કોલસો હિન્દુસ્થાનના ઘણા ભાગમાં વપરાય છે. કારખાનાંઓ માટે કોલસો બહુ જરૂરનો છે. દેશની આબાદીનો આધાર જેમ ખેતી ઉપર છે તેમ કોલસા ઉપર પણ છે. કોલસાની ખાણો ખોદાયા પછી રાણીગંજ અને તેની પાસે પાસેનો ભાગ બહુ વસ્તીવાળો થયો છે.

આ ભાગમાં ડાક્કા કે ઢાકા નામનું એક મોટું શહેર છે. તે પહેલાં મલમલ માટે બહુ વખણાતું હતું. ત્યાંના કારીગરો એવી ઉંચી જાતનું મલમલ હાથથી વણતા કે તેના જેવું સરસ મલમલ હાલની ઉંચામાં ઉંચી કારીગરી પણ બનાવી શકતી નથી. યુરોપની શોખીન પ્રજામાંની રોમના રાજાની રાણીઓ આ જ મલમલ વાપરતી હતી. સંચાકામની સાથે તે કારીગરો હરિફાઈમાં ટકી શકયા નહિ અને બીજાં પણ કારણોથી પહેલાં થતું હતું તેવું કામ હવે થતું નથી.

આ ઈલાકામાં બીજાં જાણવા જેવાં શહેરોમાં દાર્જીલીંગ છે. એ હવાખાવાનું ઠેકાણું છે અને હિમાલય ઉપર આવેલું છે.

કલકત્તાની પાસે હાઉરા કરીને ગામ છે. તેની અને કલકત્તાની વચ્ચે મચ્છવાઓનો બનાવેલો એક તરતો પૂલ છે.

આ ઈલાકાની ભાષા **બંગાળી** છે જેને 'બંગલા' કહે છે. તે ભાષા બહુજ ખેડાયલી છે, અને કવિતા, નવલકથા, ઈતિહાસ વગેરે દરેક વિષયનાં સંખ્યાબંધ સારાં સારાં પુસ્તકો તે ભાષામાં લખાયેલાં છે, અને હજુ લખાય છે. તેના એક લખનાર 'રવીન્દ્રનાથ ટાગોર' ની કદર યુરોપે પણ કરી છે અને ઉત્તમ કવિ તરીકે તેમને લગભગ સવાલાખ રૂપીઆનું ઇનામ પણ મળ્યું છે. દેશના સારા પુત્ર પોતાના

# નકશો નં. ૧૨



દેશને આખી દુનિયામાં પ્રખ્યાત કરે છે તે આનું નામ. આ ભાગમાં અંગ્રેજોના સહવાસથી ઇંગ્રેજી ભાષા ઘણી પ્રચલિત થઇ ગઈ છે.

ગંગા નદીના જુદા જુદા ફાંટા થઈ જાય છે તે જુઓ. તે ભાગમાં સુંદરી નામનાં ઝાડનાં વન છે તેથી તેને 'સુંદર બન' કહે છે.

ઈલાકાની દક્ષિણે બંગાળાનો ઉપસાગર આવેલો છે, અને ઉત્તરે હિમાલયનો ભાગ છે. પૂર્વ પશ્ચિમ હિન્દુસ્થાનના બીજા ભાગો છે તે જુઓ.

ફ્રેન્ચ લોકોનું ચંદ્રનગર આ ઈલાકામાં આવેલું છે. ઉત્તરે સિકિમ તથા કુચબિહાર એ બે મુખ્ય દેશી રાજ્યો આ ઈલાકાને તાબે છે.

---

## પ્રકરણ ૧૯ મું

———:o:———

### નેપાળ—ભુતાન

આ બંને દેશી સ્વતંત્ર રાજ્યો છે.

નેપાળનું મુખ્ય શહેર ખટમંડુ છે. ત્યાંના રાજા સિસોદીઆ રજપુત છે. ગુરખા નામના જાણીતા લડાયક લોકો ત્યાંના વતની છે. ધવલગિરિ અને એવરેસ્ટ એ હિમાલયનાં ઉચાં શિખરો આ દેશમાં છે.

ભૂતાનનાં રાજ્યનું મુખ્ય શહેર પુનાખા છે. આ મુલક બધો પહાડી છે. બ્રિટીશ રૈયત પર જુલમ કરવાનાં વાંક માટે આ રાજ્યનો કેટલોક મુલક ઈ૦ સ૦ ૧૮૬૩ માં ખાલસા કરવામાં આવ્યો હતો.

---

## પ્રકરણ ૨૦ મું

———:o:———

### આસામ અને બ્રહ્મદેશ

બાજુના નકાશામાં આસામ પ્રાન્ત જુઓ. (નકશો નં. ૧૩) હિમાલયની લંબાઇને આવેલી ટેકરીઓથી ભરપૂર છે. ખીણોમાં ચા ઘણી સારી થાય છે. ખાસીહિલ નામની ટેકરીપર શીલોંગમાં ઉનાળામાં ગવર્નર સાહેબ રહે છે. મોટામાં મોટું શહેર શીલહટ્ટ છે. બ્રહ્મપુત્રાપર ગૌહત્તિ એ પ્રાન્તનું મુખ્ય શહેર છે. ચેરાપુંજી પણ એક ટેકરી ઉપર છે. તેમાં આખા હિન્દુસ્થાનમાં સૌથી વધારેમાં વધારે વરસાદ પડે છે.

તે પ્રાન્તમાં મણિપુર નામનું દેશી હિન્દુ રાજ્ય છે. ત્યાંના પહાડોમાં હાથીઓ વસે છે અને રબરનાં ઝાડ પણ તે રાજ્યમાં ઘણાં થાય છે.

**બ્રહ્મદેશમાં** પણ હવે ગવર્નર છે. નકશામાં તેની હદ જુઓ. તેમાં આરાકનયોમા અને પેગુયોમા એ બે પર્વતો છે. મુલક બધો પહાડી છે. નદીઓમાં મુખ્ય ઈરાવદી છે. આ નદીની આસપાસ કેરોસીન તેલ નીકળે છે. બ્રહ્મદેશમાં કેરોસીન ઉપરાંત ચોખા પણ થાય છે, જે ચોખાને આપણે રંગુની કે હલવો કહીએ છીએ. તે ઉપરાંત બ્રહ્મદેશમાંથી અહિં સાગનાં લાકડાં પુષ્કળ આવે છે. તેનો વેપાર **મોલમેનમાં** છે. મોલમેનનો સાગ ઉંચામાં ઉંચો ગણાય છે. **એકયાબ** એ ચોખાના વેપારનું મોટું સ્થળ છે.

રંગુન મુખ્ય શહેર છે. દરીઆથી ૨૧ માઈલ દૂર છે. પણ રંગુન નદી મુખ આગળ મોટી હોવાથી રંગુન બંદર છે, અને હિન્દુસ્થાનમાં તે ત્રીજા નંબરનું ગણાય છે.

બ્રહ્મદેશમાં પહેલાં દેશી રાજા હતા. રાજધાનીનું શહેર માંડલે હતું. ઈ૦ સ૦ ૧૮૮૬ પછી ત્યાંના રાજાને અંગ્રેજ સરકારે પદભ્રષ્ટ કરી બધો મુલક ખાલસા કરી લીધો.

આંદામાન ને નિકોબારના ટાપુ પર એક કમીશ્નર નિમવામાં આવે છે. તે ટાપુ નકશામાં આપ્યા છે તે જુઓ. બહુ મોટો ગુન્હો કર્યો હોય તેવાને કાળે પાણીએ મોકલે છે તે જાણો છો? જેને કાળા પાણીની સજા થઈ હોય તેને આ ટાપુમાં આંદામાનમાં રાખે છે.

---

## પ્રકરણ ૨૧ મું

—:૦:—

### હિન્દુસ્થાન

### રેલ્વે, જાત્રાનાં ઠેકાણાં

પહેલાં એક ગામથી બીજે ગામ જવું હોય તો બહુ મુશ્કેલી પડતી; વખત બહુ જતો; વચ્ચે લુંટારા વગેરેનો ભય રહેતો; ખાવા પીવાને માટે પણ બહુ આપદા વેઠવી પડતી. આ કારણોથી તે સમયે જાત્રા કરવી એ મુશ્કેલીનું કામ ગણાતું. સાથે જાણવું જરૂરનું છે કે તે વખતે હાલના કરતાં જાત્રાની ભાવના પણ વિશેષ રહેતી. તે વખતે જેની પાસે બહુ પૈસા હોય, રાજદરબા[illegible]ની

સારી મદદ હોય, તેજ લોકો જઈ શકતા, અને એક મોટો માણસ જતો હોય તેની સાથે બીજા પણ મળી જતા અને મોટો 'સંઘ' બની જતો.

મોટી નદીઓ ઉપર પૂલ નહિ હોવાથી વધારે આપદા પડતી. રાજાઓ જેમ સુધારાનો વિચાર કરતા ગયા, તેમ તેમ રસ્તાઓ સુધારતા ગયા. ઘણા જુના વખતથીજ સડકો બંધાવવાનો રિવાજ ચાલુ હતો; તેવી એક મોટી સડક કલકત્તાથી લાહોર સુધીની બંધાયેલી જાણવામાં છે. અંગ્રેજ સરકારના વખતમાં તો આવી સડકો બહુ વધવા લાગી, અને હવે તો ઘણાં ખરાં ગામો વચ્ચે બાંધેલી સડક, નદીઓ ઉપર પૂલો અને વચ્ચે વચ્ચે સિપાઇઓનાં થાણાં વગેરે સગવડ થઈ ગઈ છે.

તે કરતાં પણ વધારે સારી સગવડ રેલ ગાડીની છે. નં. ૧૪ ના નકશામાં હિન્દુસ્થાનમાંની મોટી મોટી રેલ સડકો બતાવી છે તે જુઓ. રેલથી થોડે ખર્ચે, થોડા વખતમાં, વગર મુશીબતે, સહેલાઈથી, આનંદ કરતાં કરતાં મુસાફરી કરી શકાય છે. રેલને લીધે વળી કેટલાંક નાનાં નાનાં ગામો આબાદ થઈ ગયાં છે. મોટું જંકશન હોય તેની નજીકનું ગામ મોટું થઇ જાય. પહેલાં મહેસાણા, આણંદ એ કંઇ બહુ મોટાં ગામ ન હતાં, પણ રેલ્વેનાં જંકશનો થવાથી તે જાણીતાં થયાં અને આબાદ થવા પામ્યાં. તેમજ ભુસાવળ, મનમાડ, ઈટારશી, રાંચી, વગેરે ઘણાં નાનાં ગામો રેલ્વેને લીધે જ પ્રખ્યાત થયાં છે. વળી રેલ્વેને લીધે કારખાનાં વધ્યાં છે. જ્યાં રેલ્વેનાં કારખાનાં હોય ત્યાં વસ્તી વધે, વેપાર વધે, અને ગામ પણ આબાદ થાય. મુંબાઈમાં પરેલ નાનું સરખું ગામડું હતું, પણ ત્યાં રેલ્વેનું કારખાનું થયા પછી તે બહુ વધી ગયું. તેમ જ માટુંગા હમણાં સુધી બહુ જ નાનું હતું. પણ ત્યાં રેલ્વેનાં કારખાનાં થયા પછી વધવા લાગ્યું છે.

રેલ્વેથી ગામ ગામનું અંતર ઓછું થાય છે અને થોડી મુદતમાં ઘણી મુસાફરી કરાય છે, તેથી કેમ જાણે આપણી જીન્દગી વધતી હોય નહિં, એવો ભાસ લાગે છે!

જુઓ, તે નકશામાં જ હવા ખાવાનાં ઠેકાણાં બતાવ્યાં છે. ત્યાં જવું હોય તો કેવી રીતે જવાશે તે કહી શકશો?

ચાલો, થોડાંક સ્થળોની આપણે મુસાફરી કરીએ. અમદાવાદથી નીકળીએ અને પહેલાં આબુ પર્વત જઇએ. આપણે આર. એમ. આર. ની મીટર ગેઈજની ગાડીમાં બેસવું જોઈએ. અમદાવાદથી

સવારે ૮ાા વાગે મેલમાં ઉપડીએ તો, મહેસાણા પાલણપુર થઈ બપોરે દોઢ વાગે આબુરોડ સ્ટેશન ઉતરાય છે. ત્યાંથી પછી આબુ પર્વત ઉપર જવાય. આબુ પર્વત હવા ખાવાનાં ઠેકાણાં તરીકે અને જૈનનાં દહેરાં માટે પ્રખ્યાત છે.

હવા ખાવાનાં પર્વત પરના ઠેકાણાંમાં મુંબાઈ ઈલાકામાં માથેરાન અને મહાબળેશ્વર એ બે બહુ જાણીતાં છે.

**માથેરાન** જવું હોય તો મુંબઈ જઇ, ત્યાંથી પુના તરફની ગાડીમાં બેસી નેરળ સ્ટેશને ઉતરવું પડે છે. ત્યાંથી બીજી એક નાની 'સ્ટીમ રેલ્વે' માથેરાનની ટેકરીની ઉપર જાય છે. તે રેલની મુસાફરી નવાઇ પમાડે તેવી છે. નાના ડબ્બા અને તે પણ ત્રણ કે ચાર જ, નાનું નાજુક એન્જીન, અને ટેકરીની કોર ઉપર ગોળ ગોળ ચક્કર મારતી ગાડી; સામે ટેકરીઓનો ઝાડ પાનથી ભરેલો દેખાવ; ઉંચે સુંદર શિખરો અને નીચે જોઇએ તો ઉંડી ઉંડી ખીણો અને ટેકરીઓ માલુમ પડે છે! આ બધું ખરેખર ખુશકારક અને મનને આનન્દદાયક લાગે છે.

**મહાબળેશ્વર** પણ મુંબઈ થઇને જ જવાય. મુંબઇથી પુનાવાળી ગાડીમાં બેસી પુનાથી પણ આગળ જતાં વઠાર સ્ટેશન આવે છે ત્યાં ઉતરવું જોઇએ. મુંબઇથી ત્યાં પહોંચવાને દશેક કલાક જોઇએ. વઠારથી મહાબળેશ્વર જવા માટે હવે તો મોટરો થઈ છે. મહાબળેશ્વરમાં તો ઉનાળામાં બહુ ઠંડી રહે છે. ઇંગ્લાંડમાં બહુ વખણાતાં સ્ટ્રોબેરી અને રાસ્પબેરી નામનાં ફળ મહાબળેશ્વર પર પુષ્કળ થાય છે. મહાબળેશ્વરની પાસેજ 'પાંચઘણી'—પંચગની—પણ હવા ખાવાનું ઠેકાણું છે.

ઉપર ગણાવ્યાં તે પર્વતપરનાં હવા ખાવાનાં ઠેકાણાં થયાં. દરિયા કાંઠે ઉનાળામાં ઠંડી રહેવાને લીધે દરિયા કાંઠે પણ તેવાં ઠેકાણાં હોય છે. સુરત પાસે ડુમસ, જામનગર પાસે બાલાચડી, વલસાડ પાસે તીથલ, ભાવનગરના રાજ્યમાં આવેલું ગોપનાથ એ તેવાં ઠેકાણાં છે.

ટેકરી પરનાં તેવાં ઠેકાણામાં બીજા બે ચારેક જાણવાં જેવાં છે.

ઉત્તર હિન્દુસ્થાનમાં **સીમલા**—ત્યાં હિમાલયનાં બરફથી ઢંકાયેલાં શિખરો સુંદર દેખાવ આપી રહે છે. તે દીલ્હીથી ઉત્તરે લગભગ ૨૨૦ માઈલને છેટે છે. મુંબઇથી 'પંજાબ મેલ' રેલ ગાડી ત્યાં લગભગ બાવીશ કલાકે પહોંચે છે.

હિન્દુસ્થાનના ઉત્તર–પશ્ચિમ ખુણામાં **મરી** છે એ પણ હવા ખાવાનું ઠેકાણું છે, તથા બંગાળા ઈલાકામાં કલકત્તાથી ઉત્તરે **દારજીલીંગ** છે તે પણ હવા ખાવાનું ઠેકાણું છે. મદ્રાસ ઈલાકામાં ઉટાકામંડ નીલગિરિ પર્વતપર છે. આ બધાં પર્વતપરનાં હવા ખાવાનાં ઠેકાણાં છે.

સીમલા, દારજીલીંગ, નૈનિતાલ વગેરે જે પર્વત પર છે તે દુનિયામાં મોટામાં મોટો **હિમાલય** પર્વત છે. તે પર્વત હિન્દુસ્થાનની ઉત્તરે લાંબો પડેલો છે. તેનું નામ હિમાલય એટલે હિમનું આલય (રહેવાનું ઠેકાણું) છે. એ પરથી તમે જાણી શકશો કે, તેનાં ઉંચાં શિખરો પર હમેશાં બરફ રહે છે. ઉંચામાં ઉંચુ શિખર **ગૌરીશંકર** છે. **ધવલગિરિ** અને **કંચનજંગા** એ બે પણ ઊચાં શિખરો છે. તેના પરનું **માન** સરોવર કુદરતી સૌંદર્યનો ઉત્તમ નમુનો છે. ત્યાં પહોંચવું બહુ કઠણ છે, એટલી બધી ઠંડી લાગે છે કે કાંઈ કહેવાની જ વાત નહિ. આગ્રહી મુસાફરોમાંથી કોઈ કોઈ ત્યાં પહોંચ્યા છે. મરાઠીમાં **मानस सरोवर दर्शन** નામનું એક સારૂં પુસ્તક છે, તેનો તરજુમો ગુજરાતીમાં થયો છે.

હિન્દુઓનાં, જૈનોનાં અને મુસલમાનોનાં કેટલાંક જાત્રાનાં ઠેકાણાંઓ રેલથી જોડાઈ ગયાં છે. મુંબઈ ઈલાકામાં તો તમે જાણ્યાં છે. હિન્દુઓનાં મોટાં મોટાં સ્થળોમાં કાશી, પ્રયાગ, ગયા, જગન્નાથપુરી, અને રામેશ્વર ગણાય છે. વૈષ્ણવો ગોકુળ, મથુરાં, અને પુષ્કરજીને પણ જાત્રાનાં ઠેકાણાં ગણે છે, અને રામાનુજ સંપ્રદાયના વૈષ્ણવો મદુરા પણ ગણે છે. નકશા નં. ૧૪ માં તે બધાં આપ્યાં છે, તે જુઓ. અને સ્કેલ પરથી માપી તમારા રહેવાના ગામથી તે કેટલે દૂર છે તે શોધી કાઢો. જૈનોનાંમાં છોટા ઉદેપુરમાં પારસનાથની ટેકરી છે તે મોટામાં મોટું છે.

ગંગા નદીનો હરદ્વાર પાસેનો દેખાવ બહુજ આકર્ષક છે, અને રામેશ્વર પાસેનો દરિયાનો દેખાવ બહુ જ રમણીય લાગે છે. જાત્રાનાં ઠેકાણાંમાં ઘણું કરીને કાંઈ કાંઈ કુદરતી સૌન્દર્ય હોય છે. પ્રયાગ પાસે ગંગા જમના મળે છે, ત્યાં કેટલેક સુધી તો તે બંને નદીના પ્રવાહ મળેલા હોવા છતાં બે રંગના છૂટા પાટા જેવા ભાગ જુદા જ પડી રહે છે. ગંગાનાં પાણી સફેદ અને જમનાનાં પાણી કાળાં છે, તેથી તે જગાનો દેખાવ બહુ સુંદર લાગે છે. હિન્દુસ્થાનમાં કુદરતી સૌન્દર્ય અનેક જગાએ નજરે પડે છે. મોટી નદીઓ તેમાંના ધોધ, ટેકરીઓ,

તે પરની લીલોતરી, ખુશનુમા હવા, દરિયાના કાંઠા પાસેનો મનભર દેખાવ, જંગલ અને વનની સમૃદ્ધિ અને કોઈ કોઈ જગાએ તો ઉજ્જડ ધારોડ પ્રદેશની કંઈ ઓર જ પ્રતિની ખુબી: એ બધું ઠેકઠેકાણે માલમ પડે છે. તે બધામાં કાશ્મીરની મઝા તો ઓર જ છે. ઇંદ્રનું નંદનવન જેવું વર્ણવવામાં આવે છે, તેવું જ ત્યાં આબેહુબ માલમ પડે છે.

હિમાલયની અનહદ સૌન્દર્યસામગ્રીને દુનિયામાંની કોઈ પણ જગા હઠાવી શકે તેવી નથી. એવો સુંદર, અનેક જાતની અનુપમ ખુબીઓથી પરિપૂર્ણ આપણો આ હિન્દુસ્થાન કુદરતી સૌન્દર્યમાં બીજા બધા દેશોને હઠાવે તેવો છે. કુદરતી સૌન્દર્યમાં જ તેમ છે, એમ નથી, પણ મનુષ્યની કરેલી કારીગરીમાં પણ એક વખત એવો હતો કે હાલની સુધરેલી કારીગરી પણ તે વખતના કામ આગળ હલકી પડે. હાલની રેલ ગાડીઓ, પુલો ડુંગરાઓને ખોદી તેમાંથી સોંસરી કરેલી રેલની સડકો, ટેકરીઓ પર રેલ્વે ચઢાવવાની અજબ કરામતો, મોટાં મોટાં વહાણો, આગબોટો, લડાઈનાં હથિયારો વગેરે જોઇએ ત્યારે આપણે દિંગમૂઢ બની જઇએ. પરંતુ હિન્દુસ્થાનની હજારો વર્ષ પહેલાંની કારીગરીના ટકી રહેલા નમુનાઓ જોઇએ છીએ, તો આપણે જાણી શકીએ છીએ કે, હાલના વખતમાં પણ વિસ્મય પમાડે તેવી કરામત આગળના લોકોના હાથમાં હતી.

કુતબુદ્દીન બાદશાહે ચણાવેલો કુતુબમિનાર એટલો ઉંચો અને મજબુત છે કે, દુનિયામાં થોડા જ મિનારા તેની સાથે સરખાવી શકાય. શાહજહાંન બાદશાહે કરાવેલો 'તાજ મહાલ' જોઇને તો બધી પ્રજા આશ્ચર્યચકિત જ બની રહે છે. એવી ઝીણી કારીગરી, કળાની એવી સુંદર કૃતિઓ, અને પૈસાની, હીરા મોતીની, માણેકની એવી તો છાકમ છોળ નજરે પડે છે કે, તે વખતની કળા કુશળતા, કારીગરીની હુશિયારી અને જાહોજલાલીનો ખ્યાલ પણ આપણા મગજમાં પેસી શકતો નથી.

. આ ઉપરાંત બ્રાહ્મણો, બૌદ્ધો અને જૈનોએ ઠેકઠેકાણે ગુફાઓ અને તેની અંદર ચિત્રો બનાવેલાં છે, તે પણ આખી દુનિયામાં અદ્વિતીયજ—એટલે જેનો જોટો આખી દુનિયામાં બીજે ન મળે તેવાં—છે. તેવી ગુફાઓમાં મુંબઈ ઈલાકામાંની કનેરીની, અંધેરીની, કાર્લીની, ઘારાપુરીની, ગુફાઓની વાત થઈ ગઈ છે. અજીન્ટા વિષે તથા ઇલોરા વિષે પણ કહેવાઇ ગયું છે. નિઝામ સરકારના દોલતાબાદ નગરથી ઇલોરા જવાય છે. તે ગુફાઓ સૌથી મોટી અને જુદી જુદી જાતની

છે. તેમાં ૩૨ ગુફાઓ છે. તેમાંની ૧૨ બૌદ્ધોની, ૧૫ બ્રાહ્મણોની અને પાંચ જૈનોની છે. ડુંગરમાંથી કોરી કાઢતાં, અને તેમાં જુદી જુદી હકીકતનાં ચિત્રો કરતાં કેટલો વખત, કેટલા પૈસા, કેવી કારીગરી અને કેટલી ધીરજની જરૂર પડી હશે ?

હિન્દુસ્થાનના લોકો જુના કાળમાં જ હુશિયાર હતા એમ નથી. અંગ્રેજો પહેલ વહેલા આવ્યા ત્યારે તેઓ હિન્દુસ્થાનની કારીગરીથી જ મોહ પામી ગયા હતા. અને યુરોપ આખામાં ન બનતી તેવી સુંદર ચીજો અહિં બનતી જોઈ વેપાર માટે જ અહિં દાખલ થયા હતા. હિન્દુસ્થાનની દોલત અને હિન્દુસ્થાનની કારીગરી એ તો તે વખતે પણ આખી દુનિયામાં વખણાતી હતી. પરદેશીઓ મોગલ દરબારમાં જતા ત્યારે નજરાણા તરીકે આગળ ધરવા લાયક કોઈ વસ્તુઓ લાવી શક્તા નહિં, કારીગરી અને હુન્નરકળામાં તેઓ એટલા બધા પછાત હતા ! તે બધું ચારસો પાંચસો વર્ષની વાત ઉપરજ ! પણ હવે તો તેવું કંઈ રહ્યું નથી. હિન્દુસ્થાનમાં કારીગરીને નામે હાલ તો શૂન્યજ છે. સોય, ટાંકણી, દિવાસળીથી માંડીને નાની મોટી બધી વસ્તુઓ પરદેશથીજ આવે છે. અને હિન્દુસ્થાન હવે તો ઘણે ભાગે ખેતી ઉપર જ આધાર રાખી રહ્યો છે. વિદ્યાકળાની ખીલવણી માટે અંગ્રેજ સરકાર બહુ મહેનત કરે છે. હિન્દીઓ જો આ બાબતમાં ઉત્સાહથી ભળે તો હિન્દનાં બાળકોમાં તાકાત તો છે એ શુભ ચિહ્ન છે. તમારામાંથી દરેક દરેક છોકરાએ અમુક ધંધો કે હુન્નર પસંદ કરવાને અત્યારથી જ વિચાર કરવો જોઇએ; જેથી તમે તમારી કેળવણી તે પ્રમાણે લઈ, તમે તમો પોતાને, તમારાં માબાપને, તમારા રાજાને અને તમારા દેશને સંપૂર્ણ રીતે ઉપયોગી થઇ શકો.

---

## પ્રકરણ ૨૨ મું

———:૦:———

### હિન્દુસ્થાન—ચાલુ

### ભૂરચના હવાપાણી, પેદાશ, કારીગરી વગેરે

હિન્દુસ્થાનના રંગીન (નં. ૧૫) નકશા પરથી તમે જોઇ શકશો કે, ઉત્તરમાં હિમાલય અને તેની લંબાયેલી પર્વતરાજીને લીધે ઉત્તરનો બધો ભાગ ડુંગરાઉ છે, અને ઉત્તર–પશ્ચિમના ખુણાનો ભાગ પણ તેવો જ છે. તે ઉંચા ઉત્તરના ભાગમાંથી મોટી મોટી

નદીઓ નીકળે છે. અને તે બધા ભાગની દક્ષિણે આવેલા વિશાળ પ્રદેશને પાણીની ઘણી સારી સગવડ પૂરી પાડે છે. સિંધુ અને પંજાબની બીજી નદીઓ, ગંગા જમના અને તેમને મળતી નદીઓ, તથા બ્રહ્મપુત્રા એ નદીઓથી હિન્દુસ્થાનનો ઉત્તરનો ભાગ ધોવાય છે. સિંધુ, ગંગા તથા બ્રહ્મપુત્રા એ ત્રણે નદીમાં કેટલેક છેટે સુધી વહાણો–આગબોટો–ચાલે છે, અને બીજી નદીઓમાં પણ મછવાઓ ચાલે છે.

પંજાબ અને દીલ્હીની આસપાસનો મુલક ઘણે ભાગે સપાટ છે. અયોધ્યા, કાશી અને બહારનો ભાગ પણ બહુ ડુંગરાઉ નથી; તેમ બંગાળાનો ભાગ પણ સપાટ છે. નેપાળ ભૂતાનનાં રાજ્યો અને આસામ અને બ્રહ્મદેશનો ઘણો ખરો ભાગ ડુંગરાથી ભરેલો છે.

તે બધા ભાગથી દક્ષિણે જઇએ એટલે સિંધ અને રજપૂતાનાના કોરા, સૂકા, રણવાળા પ્રદેશો આવે છે. ત્યાં વરસાદ ઓછો, તાપ ઘણો સખત, પાણી જુજ, કુવા ઘણા ઉંડા અને પેદાશ પણ તેથી કમી છે. અરવલ્લીની ટેકરીઓ સિવાય બીજા ડુંગર નથી. પૂર્વ તરફ જતાં બહાર, ઓરિસ્સા વગેરે પણ મોટા મોટા ડુંગર વગરના પ્રદેશ છે.

વિન્ધ્યાચળ પર્વતથી મધ્ય ભાગ ડુંગરાઉ બને છે. પૂર્વ તરફ જતાં પાછું મેદાન છે. વિન્ધ્યાચળની દક્ષિણનો ભાગ તે દક્ષિણ હિન્દુસ્થાન કહેવાય છે. તે ભાગમાં પૂર્વ પશ્ચિમ કિનારા તરફ ઘાટ–પર્વતો છે, અને વચમાં નિઝામનું રાજ્ય, વરાડ અને મ્હૈસુરનું રાજ્યઃ એ ભાગ પાછો સપાટ છે. નદીઓના પ્રવાહ પરથી ઉંચો નીચો પ્રદેશ તમે પારખી શકશો. ડુંગર અને નદી જોઈ હિન્દુસ્થાનની ભૂરચના કેવી છે તે બરાબર કહી શકશો.

દરિયો, નદી અને પર્વત એ બધાં હવાપાણીને અસર કરનારાં છે. હિન્દુસ્થાનમાં એ બધાનો યોગ એવો તો બની ગયો છે કે આખી પૃથ્વી પરના ગમે તે પ્રદેશનાં હવાપાણી માગો તો ઘણું કરી હિન્દુસ્થાનમાં મળી આવે. એટલે હિન્દુસ્થાનનાં હવાપાણી પ્રદેશ પ્રદેશ પ્રમાણે જુદાં જુદાં છે. મુંબઈ ઈલાકાની વિગત તમે શીખી ગયા છો. તેથી તે સંબંધે ફરી કહેવાની જરૂર નથી. મદ્રાસ ઈલાકામાં ડુંગરાઉ ભાગમાં ગરમી સખત પડે છે અને વરસાદ પણ સારો પડે છે. ત્યાંના કેટલાક ભાગમાં તો લોકો કપડાં પણ પહેરી શકતા નથી અને શરીરે ચંદનના લેપ કરે છે.

બંગાળા, બહાર અને ઓરિસ્સામાં હવાપાણી ઘણે ભાગે સમશીતોષ્ણ રહે છે. આસામની ટેકરીઓમાં વરસાદ પુષ્કળ પડે છે. ચેરાપુંજીમાં આખી દુનિયામાં વધારે વરસાદ પડે છે; એક વાર ત્યાં ચોવીશ કલાકમાં ચાળીસ ઇંચિ પાણી પડી ગયું હતું! એ શહેર નકશામાં જુઓ. એક વખત એક વરસમાં ૮૦૦ ઇંચિ વરસાદ થયો હતો! આપણે ત્યાં–મુંબઈમાં–૬૦, ૭૦ કે બહુ તો ૮૦ ઇંચ વરસાદ પડે છે. કાઠિયાવાડ, ગુજરાતમાં ૨૫ થી ૩૦ ઇંચ વરસાદ પડે છે. ચેરાપુંજીમાં દર વર્ષે સરાસરી સાડા ચારસો ઇંચ વરસાદ પડે છે!

પશ્ચિમમાં ચેરાપુંજીમાં જેમ વરસાદ બહુ પડે છે તેમ પૂર્વ તરફ સિંધમાં જેકોબાબાદ જુઓ, ત્યાં ગરમી ઘણી જ પડે છે. આખા હિન્દુસ્થાનમાં સૌથી વધારેમાં વધારે ગરમી ત્યાં પડે છે.

હિમાલય પર્વતના ઉપરના ભાગમાં સદાકાળ બરફ જ રહે છે! એટલી બધી ત્યાં ઠંડી રહે છે કે બરફ તો ઓગળતો જ નથી.

હવાપાણી, ડુંગર, અને નદીના પ્રમાણમાં પેદાશ પણ આખા હિન્દુસ્થાનમાં જુદી જુદી થાય છે. ખેતીની પેદાશ જુદે જુદે ઠેકાણે જુદી જુદી થાય છે. ગુજરાત તરફ ઘઉં તથા કપાસ, સિંધ તરફ બાજરી, બટાટા, પંજાબમાં ઘઉં, રજપૂતાનામાં મકાઈ, બંગાળામાં ચોખા, શણ અને ગળી, માળવામાં અફીણ, દક્ષિણ હિન્દુસ્થાનમાં ચોખા, નાળિએર, સોપારી, એલચી, અને બ્રહ્મદેશમાં ચોખા અને સાગ એ મુખ્ય છે. જુદા જુદા પ્રદેશ પ્રમાણે દાણો, ફળ, શાકભાજી વગેરે પુષ્કળ પેદા થાય છે, અને ફળ, શાકભાજી કે દાણામાં બટાટા અને સુકા મેવા સિવાય બીજી કોઈ પણ ચીજ પરદેશથી આવતી નથી.

ખનીજમાં રાણીજંગ અને ઝેરીઆની કોલસાની ખાણો, મ્હૈસુરમાં કોલરની સોનાની ખાણો, પંજાબમાં સિંધવ, ગુજરાતમાં પાવાગઢ અને મ્હૈસુર રાજ્યમાંથી મેન્ગેનિઝ, તથા બ્રહ્મદેશમાંથી કેરોસિન તેલ એ મુખ્ય છે. તાંબુ, કલઈ, ફટકડી, લોઢું એ બધાં છે ખરાં પણ તે બહુ જથામાં કઢાતાં નથી. આ ઉપરાંત મકાન બાંધવાના પથ્થર, આરસના પથ્થર વગેરે નીકળે છે, પણ આ બધી ખનીજ પેદાશમાંથી પરદેશ તો માત્ર મેન્ગેનિઝ જ ચડે છે. તે પણ મેન્ગેનિઝની કાચી ધાતુ જ ચઢે છે, કારણ કે તેમાંથી ગાળીને શુદ્ધ મેન્ગેનિઝ કાઢવા જેટલું કામ અહિં થઈ શકતું નથી.

પશુ–પંખીઓમાં ઘણી જાતો માલમ પડે છે. જંગલી પ્રાણીઓ પણ ડુંગર અને જંગલોમાં પુષ્કળ છે. દક્ષિણ હિન્દુસ્થાનમાં એક

વખત ઘણા હાથી હતા, લંકામાં તો હજી પણ છે ખરા. કોયલ, મેના, મોર, તીતર, પોપટ, એ સુંદર પંખીઓમાં મુખ્ય છે. ગાય, ભેંસ, બકરાં, ઘેટાં, ઘોડા, ગધેડા, ઊંટ વગેરે માણસને ઉપયોગી થનારાં પશુ સંખ્યાબંધ છે. હાથી, ગેંડા, હરણ વગેરે પણ વસે છે. કસ્તુરીમૃગ કે જેની નાભિમાંથી કસ્તુરી નીકળે છે તે પણ થાય છે.

કારીગરી વિષે આગળ વાત થઈ ગઈ છે. હાથની કળા અને સંચાની કરામત બંનેમાં હિન્દીઓ હાર્યા છે અને હાલના હુન્નર ઉદ્યોગમાં હિન્દુસ્થાન કંઈ પણ ઉપયોગી કામ કરતું હોય તેવું જણાતું નથી. સુતર કાંતવા વણવાની મિલો સારી સંખ્યામાં છે. રેશમની પણ એકાદ બે છે, અને ઉનની પણ છે ખરી; પરંતુ તે બધીમાં પરદેશની મિલો સાથે હરિફાઈમાં ઉતરી શકે તેવી એક પણ નથી. કાચો માલ બધો પરદેશ જાય છે, અને તેની ચીજો પરદેશમાં બને છે, પછી અહિં આવે છે. એક સાધારણમાં સાધારણ ચીજ જુઓ તો તે પણ પરદેશથી જ આવતી માલમ પડશે. હુન્નર કારીગરીમાં નકલીઆ બુદ્ધિ છે ખરી. પણ સાહસ, શ્રદ્ધા, પ્રમાણિકપણું, ખંત અને ચાતુર્ય એમાંથી એકે દેખાતાં નથી. વિદ્યા કળા અને રસાયણ શાસ્ત્રનું જ્ઞાન લોકોમાં મુદ્દલ નથી. કુદરતનાં સત્યો, કુદરતની છુપી શક્તિઓ શોધી કાઢી તેને ઉપયોગમાં લેવાની બુદ્ધિ પણ નથી. નવું શિખી તેને પોતાનું કરી લેવા જેટલી ખંત પણ નથી. આટલું નથી એ ખરૂં, તોપણ અમુક અમુક બાબતમાં હજી કાંઈ સત્ત્વ દેખાય છે. ખેડુઓ જેવી તેવી પણ ખેતીની કળા જાણે છે. વહોરાઓ અને કારીગરો નકલ કરવામાં બાહોશ છે. બ્રાહ્મણો કેળવણીમાં આગળ વધે છે. વાણિયાઓ, ભાટિયાઓ, મારવાડીઓ, મેમણો, ખોજાઓ, વેપાર ખેડવામાં બહુ સાહસિક છે. આ બધા ગુણો હજી છે અને બ્રિટિશ રાજ્યમાં તે ગુણો ખિલવવા બહુ કાળજી રાખવામાં આવે છે, એટલે તે રાજ્યની બાંહેધરી હેઠળ હિન્દ પાછું જાગૃતિમાં આવશે એવી આશા રહે છે.

બ્રિટિશ રાજ્યનો અમલ કેટલો બધો લાભકારક છે એ તો તમે જાણો છો. તે રાજ્ય કેવી રીતે ચાલે છે, એ પણ તમને કહ્યું છે. હિન્દીઓને પણ તેમાં કેવો કેવો ભાગ મળતો રહે છે, તે પણ તમે જાણ્યું છે. એટલે આ બધા જ્ઞાન પછી માત્ર એજ કહેવાનું રહે છે કે તેના રાજ્યનો અમલ આપણા ઉપર દીર્ઘકાળ ટકી રહો કે જેથી હિન્દીઓના લાભ કાયમ રહે અને દિન પર દિન વધ્યા કરે.

---

# પ્રકરણ ૨૩ મું

——:o:——

## હિન્દુસ્થાન

### યાદી ૩૫

**સીમા:—**

ઉત્તરે: હિમાલય, કારાકોરમ અને હિન્દુકુશ પર્વતો.
પૂર્વે: ચીન, હિન્દી ચીન, બંગાળાનો ઉપસાગર.
દક્ષિણે: હિન્દી મહાસાગર.
પશ્ચિમે: અફઘાનિસ્તાન અને અરબ્બી સમુદ્ર.

**ક્ષેત્રફળ:—**

હિન્દુસ્થાન બહુ જ મોટો દેશ છે. તેના ચોક્કસ માઈલ વગેરે જાણવાથી તમને લાભ નથી. તમને ખ્યાલ પણ આવે નહિ, પણ એટલું સમજી શકશો કે આપણા રાજકર્તા અંગ્રેજ સરકારના દેશ કરતાં તે ૩૫ ગણો મોટો છે.

**પર્વતો:—**

હિમાલય, કારાકોરમ, હિન્દુકુશ, સુલેમાન, હાલા, વિન્ધ્યાચળ, અરવલ્લી, આબુ, સાતપુડા, પશ્ચિમ અને પૂર્વઘાટ અને નીલગિરી મુખ્ય છે.

**રણ:—**

સિંધમાંનું થરપારકરનું રણ, કચ્છનું રણ, રજપૂતાનામાંનું રણ.

**નદીઓ:—**

ગંગા, જમના, બ્રહ્મપુત્રા, સિંધુ, જેલમ, ચિનાબ, રાવી, સતલજ, બીયાસ, સાબરમતી, નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા, મહી, કાવેરી અને ઇરાવદી.

**સરોવરો:—**

માન, રાવણહૃદ, વુલર, સાંબર, કોલર, ચિલકા અને પુલિકટ. એમાંના પહેલાં ત્રણ મીઠા પાણીનાં છે અને બાકીનાં ખારા પાણીનાં છે.

**કિનારો:—**

પૂર્વના કરતાં પશ્ચિમનો વધારે સારો છે. મોટાં બંદરો તે તરફ છે. જે કિનારો વાંકો ચુંકો હોય તે વાધારે સારો, કેમકે ત્યાં વહાણો સહીસલામત રહી શકે.

બંદરો:—

પૂર્વ કિનારે—મદ્રાસ, નેગાપટ્ટણ, મછલીપટ્ટણ, અને વિજાગાપટ્ટણ.

પશ્ચિમ કિનારે-મુંબઈ, કરાંચી, પોરબંદર, વેળાવળ, અલીબાગ, રત્નાગીરી, વેંગુર્લા, હરણાઈ, કારવાડ, કુમટા, હોનાવર, મેંગલુર, કાનાનોર, તાલીચેરી, માહી, પાંજીમ, કલીકટ અને આલેપી.

ભૂશિર:—

કન્યા કુમારી—છેક દક્ષિણે છે.

બેટા:—

લંકા અગર સિલોન, આ હિન્દુસ્થાનમાં ગણાતું નથી. માલદ્વીપ પણ લંકાના તાબા હેઠળ છે. લક્ષદ્વીપ, આંદામાન અને નિકોબારઃ રામેશ્વર અને દ્વારકાં પાસેનો 'બેટ' એટલા હિન્દુસ્થાનમાં છે.

સામુદ્રધુની:—

પાકની સામુદ્રધુની હિન્દુસ્થાનના તળ ભાગ અને લંકાની વચ્ચે છે.

વસ્તી; લોકો:—

હિન્દુસ્થાનની કુલ વસ્તી છેલ્લી ગણત્રી પ્રમાણે ૩૧½ કરોડની ગણાય છે. તેમાં મોટો ભાગ અંગ્રેજ સરકારના તાબામાં, થોડી દેશી રાજ્યોમાં અને તેથી થોડી સ્વતંત્ર રાજ્યોમાં છે.

લોકો જૂદી જૂદી જાતના છે તેની બધી વિગત તમે મોટા થશો ત્યારે જાણશો. ધર્મની વાત મુંબાઈ ઈલાકા વિષે જાણી છે, તેથી વધારે જાણવા જેવી નથી. પંજાબમાં શીખ ધર્મ, કાશ્મિરમાં 'બૌદ્ધ ધર્મ' માનનારા કેટલાક લોક રહે છે. શીખ અને બૌદ્ધ એ બે વધારે જાણવા જેવા ધર્મ છે.

ભાષા:—

ભાષા તો ઘણી જ જૂદી જૂદી છે. બંગાળામાં બંગાળી, આગ્રા અને સંયુક્ત પ્રાન્તોમાં હિન્દુસ્થાની, પંજાબમાં

ઉર્દુ, રજપૂતસ્થાનમાં મારવાડી, મદ્રાસ ઇલાકામાં તેલુગુ, તામીલ, મલાયમ અને કાનડી અને બ્રહ્મદેશમાં બ્રહ્મી ભાષા બોલાય છે. મુંબઈ ઇલાકાની ભાષા તો તમે જાણો છો.

**પેદાશ:—**

હિન્દુસ્થાનનો ઘણોખરો આધાર ખેતી ઉપર જ છે. ચોખા, ઘઉં, અને કપાસ એ મુખ્ય છે. ચા, શણ અફીણ, ગળી, અળશી અને તેલનાં બીઆં, એ પણ સારા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે, અને પરદેશ જાય છે. ખેતીની પેદાશમાં નહેરોથી બહુ વધારો થાય છે. ગંગામાંથી ઘણી નહેરો કાઢવામાં આવી છે. આખી દુનિયામાં જે જાતનાં પ્રાંણી, વનસ્પતિ થતાં હશે, તેવાં બધાં હિન્દુસ્થાનમાં કોઈને કોઇ ભાગમાં હશે ખરાં, હવાપાણી ને બીજી બધી રીતે દુનિયાના ગમે તે ભાગના જેવી સ્થિતિ અહિં પણ મળી આવે છે.

**વેપાર:—**

દેશમાં થતું અનાજ વગેરે પરદેશ ચઢાવનારા અને પરદેશી વસ્તુ અહિં લાવવાનું કામ કરનારા લોકો વહેપારી કહેવાય. પરદેશ સાથેનો મંગાવવા કે મોકલવાનો વેપાર પરદેશીઓના હાથમાં છે, પણ દેશમાંને દેશમાંનો ઘણોખરો વેપાર દેશીઓનાં હાથમાં છે. ઘણા લોકોનો આધાર તેના ઉપર છે. વેપારનો આધાર રેલ્વે, ને બીજી સડકો ઉપર છે. ઠેકઠેકાણે તે પ્રસરી ગયેલી છે. એટલે તે સગવડ સારી જાતની છે. નકાશાઓમાં રેલ બતાવી છે તે જોઈ ખાત્રી કરી શકશો કે રેલ ઘણી સારી રીતે પ્રસરી છે.

**હુન્નર:—**

હુન્નર, કારીગરી, ઉદ્યોગ, ધંધા વગેરે વિષે તો મુંબઈ ઈલાકાની વાતમાં અને આગળના પ્રકરણોમાં આપ્યું છે, તેથી વિશેષ જાણવાની હમણાં કાંઈ જરૂર નથી.

**ખનીજ:—**

ખનીજમાં મ્હૈસુરમાં સોનું નીકળે છે. બંગાળામાં રાણીગંજ અને ઓરિસ્સામાં ઝેરીઆની ખાણોમાંથી કોલસા નીકળે છે.

પંજાબમાં સિંધવ નીકળે છે. ગોવળકાંડા, પન્ના એ જગ્યાએથી હીરા નીકળતા. પણ હવે બહુ જથામાં નથી. લોખંડ ઘણી જગાએ માલમ પડે છે, અને બ્રહ્મદેશમાંથી કેરોસીન તથા કલાઈ નીકળે છે. હજી ઘણી જગાઓ શોધ થયા વગરની છે.

જાણવા લાયક સ્થળો:—

કુદરતી સૌન્દર્યનાં જાણવા લાયક સ્થળો આખા હિન્દુસ્થાનમાં ઠેકઠેકાણે છે. કાશ્મિર, હિમાલય, હરદ્વાર, સિમલા, મહાબળેશ્વર, ગેરસપ્પાના ધોધ, રામેશ્વર બેટ વગેરેમાં કેટલીક જગા તો એવી છે કે, તેની બરાબરી કરી શકે તેવી જગા આખી દુનિયામાં મળવી મુશ્કેલ છે. માણસની કારીગરી—પ્રાચીન કારીગરીની વસ્તુઓ પણ ઘણી જોવા જેવી છે. ચિતોડનો કિલ્લો, આગ્રાનો તાજમહેલ, વિજાપુરનો ઘુમટ, ઈલોરા, અજંટા અને ઘારાપુરી તથા કેનરીની ગુફાઓ, કાશીનાં ભવ્ય મંદિરો અને મદ્રાસ ઈલાકાના દક્ષિણ ભાગોમાંના મંદિરો વગેરે મુખ્યમાં ગણી શકાય.

જાત્રનાં સ્થળ:—

હિન્દુઓનાં જાત્રાનાં સ્થળો ઘણાં છે. મુખ્યમાં કાશી, જગન્નાથપુરી, રામેશ્વર અને દ્વારકા, એ ચાર દિશામાં ચાર છે. જૈનોનાં પારસનાથ ને અને પાલીતાણા, એ મુખ્ય ગણાય છે. નાનાં અને સાધારણ ગણાતાં સ્થળો તો ઠેકઠેકાણે આવી રહેલાં છે.

હવા ખાવાનાં સ્થળ:—

હવા ખાવાનાં ઠેકાણાં બતાવનાર એટલે કે તે જગાને શોધી, બહાર લાવી ત્યાં જવાનો રિવાજ શરૂ કરનાર તો અંગ્રેજો જ કહી શકાય. તેઓ ઠંડા મુલકના રહેવાશી હોવાથી ગરમ ઋતુમાં ઠંડી જગાએ જવાનું તેમને માટે બહુ જરૂરનું હતું એટલે દરેક ભાગના અમલદારે શોધ કરી ત્યાંની તેવી જગામાં વસવાટ કર્યો. આખા હિન્દમાં—સિમલા, બંગાળામાં દાર્જીલીંગ, પંજાબ તરફનાને માટે મરી, મુંબઈવાળાને માટે મહાબળેશ્વર, મદ્રામાં ઉત્તકમંડ, મધ્ય પ્રાંતમાં પંચમડી એ ટેકરીઓનાં—શિખરસ્થ—હવા ખાવાનાં ઠેકાણાં છે.

જ્યાં તેવી ટેકરીની સગવડ નથી હોતી ત્યાં દરિયા કાંઠો શોધે છે. કાઠીઆવાડમાં બાલાચડી, સુરત પાસે ડુમસ એ બે હમણાં તમારે માટે પૂરતાં છે.

રાજકીય વિભાગ:—

આ વિભાગો ત્રણ જાતના છે, પહેલો ખાલસા, બીજો દેશી રાજ્યો, ત્રીજો સ્વતંત્ર રાજ્યો.

ખાલસા મુલકના નીચે પ્રમાણે ભાગ છે:—

ગવર્નર સાહેબને તાબે મુંબઈ, મદ્રાસ, બંગાળા, પંજાબ, સંયુકત પ્રાન્તો, બિહાર-ઓરિસ્સા, બ્રહ્મદેશ, મધ્યપ્રાન્ત, વરાડ અને આસામ.

ચીફ કમીશનર સાહેબને તાબે બલુચિસ્તાન (બ્રિટિશ), વાયવ્ય સરહદનો મુલક, અજમેર, કુર્ગ, આંદામાન અને નિકોબાર છે.

### મુખ્ય શહેરો

આ પૈકી મુંબઈ ઇલાકા વિષે તમે જાણ્યું છે.

મદ્રાસ ઈલાકો:—મદ્રાસ, કાંજીવરમ, વિજાગાપટ્ટમ, મદુરા, ટયુટીકોરીન, ત્રિચિનાપલ્લી, ઉત્તકમંડ અને મેંગલુર છે.

બંગાળા ઈલાકો—કલકત્તા, મુર્શીદાબાદ, ઢાકા અને દાર્જીલીંગ.

બિહાર અને ઓરિસ્સા—પટણા, ગયા, કટક અને જગન્નાથપુરી.

બ્રહ્મદેશ—રંગુન, માંડલે, મોલમૈન અને ઐકયાબ.

સંયુક્ત પ્રાન્તો—આગ્રા, અલ્હાબાદ, કાનપુર, કાશી (બનારસ) મથુરા, નૈનીતાલ, અલીગઢ, લખનોર, ઝાંસી, મીરત, સહરાણપુર અને રૂરકી.

પંજાબ—લાહોર, અમૃતસર, પાણીપત, સીમલા, દિલ્હી, કસાવલી અને સ્થાનેશ્વર.

મધ્ય પ્રાન્ત—નાગપુર, પંચમઢી, જબલપુર, ખંડવા, ઈલીચપુર, ઉમરાવતી અને અકોલા.

આસામ—ગૌહત્તી, શિલાંગ અને ચેરાપુંજી.

બ્રિટિશ બલુચિસ્તાન—કવેટા.

વાયવ્ય સરહદ—પેશાવર.

અજમેર--અજમેર.
કુર્ગ--મર્કારા.
આંદામાન--પોર્ટબ્લેર.

## દેશી રાજ્યો

કેટલાંક વોઇસિરોયની સીધી દેખરેખ નીચે અને કેટલાંક ગવર્નર કે કમીશ્નરના તાબા હેઠળ છે.

નામદાર વોઇસિરોય નીચેઃ—

કાશ્મિર—જામ્મુ અને શ્રીનગર.

નિઝામ—હૈદ્રાબાદ.

રજપૂતાના—બિકાંનેર, અલ્વર, કિશનગઢ, જયપુર, ભરતપુર, બુંદી, કોટા, ઉદેપુર, જોધપુર અને જેસલમીર એ મુખ્ય છે.

મધ્ય હિન્દ—ભોપાળ, ઇંદોર, ગ્વાલિયર, ઉજ્જન, પન્ના, અને રતલામ.

વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટસ એજન્સી—કચ્છ, કાઠિયાવાડનાં રાજ્યો, અને પાલણપુર.

ગાયકવાડ—વડોદરા.

મ્હૈસુર—મ્હૈસુર, બાંગલોર અને કોલર.

આસામના તાબા હેઠળ—મણિપુર અને ટિપેરા.

બંગાળાના તાબા હેઠળ—કુચબિહાર, અને સિકિમ.

મુંબઈના તાબા હેઠળ—ખંભાત, રાજપીપળા અને કોલ્હાપુર વગેરે અપાઈ ગયાં છે,

મદ્રાસના તાબા હેઠળ—ત્રાવણકોર એ મુખ્ય છે.

## સ્વતંત્ર રાજયો બે જાતનાં છે

૧ દેશી સ્તતંત્ર રાજ્યો—નેપાલ, (ખટમંડુ) અને ભૂતાન (પુનાખા.)

૨ પરદેશી સ્વતંત્ર—ફીરંગીનાં-દીવ, દમણ અને ગોવા.
ફ્રેન્ચનાં—પાંદીચરી, કારીકલ, માહી યાનાન અને ચંદ્રનગર છે.

સિલોન અગર લંકા જેમાં કોલંબો મુખ્ય શહેર છે, તે તથા તેની નીચેનાં માલદ્વીપ આ બે ક્રાઉન કોલોની ગણાય છે—એટલે કે તે હિન્દુસ્થાનની સાથે ગણાતાં નથી. તેની વ્યવસ્થા તદ્દન જુદી રીતે થાય છે.

---

નકશો નં. ૧૬.

# एशिआ



નકશો નં. ૧૭.

# युरोप



# પ્રકરણ ૨૪ મું

——:o:——

## એશિયા ખંડ

હિન્દુસ્થાનની દક્ષિણે આવેલો લંકાનો ટાપુ હિન્દુસ્થાનથી જુદો જ ગણાય છે. નામદાર વાઇસરોયના હાથ નીચે તે નથી. તે તો 'ક્રાઉન કોલોની' ગણાય છે. આ બેટમાં ચા અને ચોખા એ બે મુખ્ય ઉપજ છે. પાસેના મનારના અખાતમાંથી મોતી નીકળે છે. કોલંબો એ રાજધાની અને મુખ્ય બંદર છે. લંકા–સિલોનની પશ્ચિમે માલદ્વીપ બેટ છે. તે સિલોનના ગવર્નરના તાબામાં છે. ત્યાંના રાજા તેમજ રહેવાશી મુસલમાન છે.

હિન્દુસ્થાન સાથે સરહદથી જોડાયલા એવા બીજા મુલકો વિષે કાંઈક જાણી, આખા એશિયાખંડ વિષે પણ તમારે થોડું જાણવું જરૂરનું છે. બલુચિસ્તાન, અફઘાનીસ્તાન, તિબેટ, ચીન અને શિઆમ એ ઉપરાંત એડન સાથે જોડાયેલ અરબસ્તાન એટલા દેશો આપણા હિન્દુસ્થાન સાથે જોડાયલા છે. તે બધામાં ચીનનું રાજ્ય બહુ મોટું છે. ત્યાંના લોકોમાં ઘણા જુના કાળથી વાંચવા લખવાનો શોખ હતો અને હજુ પણ છે. વચમાં ત્યાંના લોકો ઘણા અફીણિયા થઈ ગયા હતા. હવે હળવે હળવે સુધરતા જાય છે. 'ચા' પહેલ વહેલો ચીનથી આવ્યો. 'ચા' એ શબ્દ જ ચીનની ભાષાનો છે. રેશમ, ફટાકીયા, કાગળ અને ચીનાઈ વાસણને માટે એ દેશ પ્રખ્યાત છે. મુંબઇ ઈલાકાની કપડાંની મીલોમાં બનેલો ઘણોખરો માલ ત્યાં જાય છે. અફીણ પણ અહિંથી ત્યાં પુષ્કળ ચઢે છે. ત્યાંના લોકોની ચામડી પીળચટ્ટી હોય છે. મુંબઈમાં તેવા લોકો જોવામાં આવે છે હિન્દુસ્થાનમાં જન્મ પામેલો બૌદ્ધ ધર્મ ત્યાં બહુ ફેલાયેલો છે.

નકશામાં જુઓ, ચીનની પૂર્વે નાના નાના ટાપુઓ છે. તે બધા મળી જાપાન દેશ કહેવાય છે, ત્યાંના લોકો પણ ચીનાઓને મળતા જ છે. પીળી ચામડી, ગોળ આંખો અને ટુંકા કદથી તે તુર્ત ઓળખાય છે. ત્યાંના લોકો પણ પહેલાં આળસુ અને નરમ હતા, પણ ત્રીસ, પાંત્રીસ વરસમાં તેઓ એકદમ જ સુધરી ગયા છે, અને આજે તો યુરોપનાં સુધરેલાં અને આગળ વધેલાં રાજ્યોની સાથે હુન્નર કારીગરીમાં ટક્કર ઝીલે છે. ચીનની ઉત્તરે રૂશિયાનો મુલક છે, તે

જુઓ, કેટલો બધો મોટો છે! ત્યાંના લોકોને જાપાનનાં લોકોએ થોડા વખત ઉપર સખત હાર ખવડાવી હતી.

અફઘાનીસ્તાનના અફઘાનો અને અરબસ્તાનના આરબો તમે જોયા હશે. મહમદ પેગમ્બરની કબર મક્કામાં હોવાથી મુસલમાન લોકો ત્યાં હજ પઢવા જાય છે. મક્કાએ અરબસ્તાનમાં મોટું શહેર છે. બીજા દેશોમાં એશિયાઇ તુર્કસ્તાન અને ઈરાન જાણવા લાયક છે. બસરાઈ અત્તર નામનું જે અત્તર આવે છે, તે બસરા શહેર એશિયાઇ તુર્કસ્તાનમાં છે. ઇસુખ્રિસ્તની કબર આ એશિયાઈ તુર્કસ્તાનના જેરૂસાલેમમાં છે. તેથી ખ્રિસ્તિઓ ત્યાં જાત્રા કરવા જાય છે.

ઇરાન એ આપણા પારસી ભાઇઓનો મૂળ દેશ છે. ત્યાંથી તેઓ આ તરફ આવી વશ્યા છે.

એશિયાખંડ વિષે આટલી હકીકત જ તમારે માટે પૂરતી છે.

---

## પ્રકરણ ૨૫ મું

——:o:——

### યુરોપખંડ

એશિયામાંના રૂશિયા દેશને લગતો જ યુરોપનો રૂશિયા દેશ છે. યુરોપ એક જુદો જ ખંડ ગણાય છે. જો કે તે પ્રમાણમાં તો બહુ નાનો છે, તોપણ હાલના વખતમાં તે બહુ આગળ વધી ગયો છે ત્યાંના લોકોમાંથી ફીરંગી, ફ્રેન્ચ, અંગ્રેજ, વલંદા અને ડેન લોકો હિન્દુસ્થાનમાં વેપાર કરવાને આવ્યા હતા. તે બધામાં અહીં હવે માત્ર ફીરંગીઓનો, ફ્રેન્ચનો અને મોટો ભાગ અંગ્રેજોનો છે. તે સિવાય બીજા કોઈનો મુલક રહ્યો નથી.

ફીરંગીઓનો દેશ પોર્ટુગાલ જુઓ, કેવો નાનો છે! અંગ્રેજોનો દેશ ઇંગ્લન્ડ પણ આવો જ છે, પણ અંગ્રેજ પ્રજા બહુ વિદ્વાન, બળવાન અને કળાવાન હોવાથી આજે દુનિયાના ઘણા ભાગપર રાજ્ય કરે છે. ઇંગ્લન્ડ વિષે જરા વિસ્તારથી આગળના પ્રકરણમાં કહીશું. આમાં તો યુરોપના બીજા દેશો વિષે જરા માહિતી આપવાની છે.

ફ્રાન્સ—ફ્રેન્ચ લોકોનો—દેશ છે તેમાં પારિસ નામનું શહેર એવું સુંદર છે કે આખી દુનિઆમાં તેના જેવું એકે શહેર નથી. ફ્રેન્ચ

વારનીશ આવે છે તેમાં તે દેશનું નામ છે, આ દેશની પાસે સ્વિટ્ઝર્લાંડ નામનો નાનો દેશ છે ત્યાંના જીનીવા શહેરમાં ઘડીયાળો બહુ સારાં થાય છે. તેની પાસે જર્મની દેશ છે. ત્યાંના લોકોમાંથી સંસ્કૃતના શોખીન વિદ્વાનો બહુ નીકળ્યા છે. કેળવણીમાં તે દેશ બહુ આગળ પડતો છે, અને કારીગરીમાં પણ ઉતરે તેવો નથી. જર્મનીની ઘણી ચીજો તમે રોજ વાપરતા હશો. કોલન–વૉટર કહેવાય છે, તેનું નામ કોલોન ગામ ઉપરથી પડયું છે, તે કોલોન જર્મનીમાં છે. 'જર્મન સિલ્વર' માં પણ તે દેશનું નામ છે.

બીજા દેશોમાં સ્વીડન નોર્વેમાંથી દીવાસળીઓ તથા હમણાં વપરાતા સ્ટોવ–ચુલાઓ બહુ આવે છે. તથા ઇટાલી દેશમાંથી પુષ્કળ બટાટા હિન્દુસ્થાનમાં આવે છે.

પોર્ટુગલ પાસેનો સ્પેન દેશ છે. ત્યાં કેસરનાં વાવેતર થાય છે. અને અહિં પુષ્કળ આવે છે. કાશ્મીરમાં થતું થોડું ઘણું કેસર સ્પેનના કેસરની સાથે હરિફાઇમાં ટકી શકતું નથી.

વલંદાઓ આવ્યા હતા તે હોલંડ દેશના રહીશ, તથા ડેન લોકો ડેનમાર્કના રહીશ છે. ઉપર જણાવેલા તમામ દેશથી બનેલો જે ખંડ તે યુરોપખંડ છે. તેનો નકશો આપ્યો છે તે જુઓ. (નં. ૧૭) થોડા ઘણા દેશનાં નામ લખ્યાં છે. બીજાનાં મોટા નકાશામાંથી જોઇ તમે તમારી ચોપડીમાં લખી લેજો.

---

## પ્રકરણ ૨૬ મું

———:૦:———

### ગ્રેટબ્રિટન અને આયર્લાંડ

યુરોપના નકશામાં જુઓ, ઉત્તર–પશ્ચિમ ખુણે નાના બે બેટો છે. એક જે મોટો છે તે ગ્રેટ બ્રિટન છે, અને બીજો નાનો છે તે આયર્લાંડ છે. એ બન્નેનો મોટો નકશો (નં. ૧૮) છે તે જુઓ. આ બન્ને અંગ્રેજ સરકારના મુલક છે, પણ તેટલામાં બધા મળી ચાર દેશ છે. આયર્લાંડ તે એક જુદોજ બેટ છે. તે હંમેશ લીલોજ રહે છે. ત્યાં બટાટા પુષ્કળ થાય છે. લોકનો મુખ્ય ખોરાક બટાટાજ છે. બીજો બેટ રહ્યો તેના ત્રણ ભાગ છે. ઉત્તર તરફનો ડુંગરી

પ્રદેશ તે સ્કૉટલેન્ડ છે. દક્ષિણના ભાગમાં પાછા બે દેશ છે, ઈંગ્લન્ડ અને વેલ્સ. આ ચારે દેશનો મુલક તે અંગ્રેજ સરકારનું વતન–જેને વિલાયત કહે છે તે, ત્યાંનો રાજ્યવહિવટ પાર્લામેન્ટ અને રાજા બન્ને મળી ચલાવે છે. લોકોની ઈચ્છાઓ જણાવનારી પાર્લામેન્ટ નામની સભા છે. આ સભામાંના મેમ્બરોમાંથી કેટલાકને લોકો પસંદ કરી ચુંટી કાઢે છે.. તેની સલાહ પ્રમાણે રાજ્ય કાજ ચાલે છે. તે વિષેની વિગત તો તમે ઇતિહાસ શીખશો ત્યારે જાણશો.

આ દેશના લોકો કેવા હિમ્મતવાળા, કેવા ટેકીલા, કેવા બાહોશ અને કેવા ચાલાક છે, તે તો જેણે અંગ્રેજોને જોયા હશે તે એકદમ જાણી શકશે. હુન્નર-કારીગરીમાં અને કલા કૌશલ્યમાં તે અત્યારે ઉંચામાં ઉંચી પ્રજા ગણાય છે. મુઠીભર લોકો અને વેંતભર મુલક હોવા છતાં તે દુનિયાના છઠ્ઠા ભાગપર રાજ્ય ચલાવે છે. આવી સમર્થ પ્રજા સાથે આપણો સંબંધ જોડાયો છે, તે ખાતર પ્રભુનો આપણે ઉપકાર માનવો જોઇએ.

તે દેશનાં મોટાં શહેરોમાં લંડન આખી દુનિયામાં પહેલા નબરનું શહેર છે. પચીસ લાખ માણસની તેમાં વસ્તી છે. રાજધાનીનું શહેર છે, ને તે ઇંગ્લાંડમાં છે. સ્કોકલેન્ડનું એડિનબરો પણ એક સુંદર શહેર છે. તે ઉપરાંત તમારે જાણવા જેવાં લીવરપુલ અને માનચેસ્ટર જ્યાં સુતરની મીલો છે તે, બર્મિંગહામ અને શેફિલ્ડ જ્યાં લોઢાનો સામાન બને છે.: બીસ્કીટ રીડીંગના બહુ વખણાય છે. તમે જે અંગ્રેજી માલ વાપરતા હશો તે બધા ઉપર જે ગામમાં તે બનેલો હશે તેનું નામ હશે. કપડાંના તાકા ઉપર, ચપ્પુ, છરી, વગેરેનાં ફળ ઉપર, તથા છત્રી ઘડીઆળ બધા ઉપર નામ હોય છે, તે વાંચવાથી તે ક્યાં બન્યો છે તે તમે જાણી શકશો.

અંગ્રેજોની આ સ્થિતિ લાવનાર મુખ્ય કેળવણી છે, વાંચતાં લખતાં નહિ આવડતું હોય એવું ભાગ્યેજ કોઈ માણસ ત્યાં માલમ પડશે. પુસ્તકો અસંખ્ય છપાય છે અને વર્તમાનપત્રો પણ ઘણાં છે. એક નાના જેવા ગામમાં પણ એકાદ બે રોજીંદાં પત્ર હોય છે! આપણી તરફ તો મુંબાઈમાં રોજીંદાં પત્રો છે. એકાદ બે બીજાં છે ખરાં, પણ તે મુકાબલે કેટલાં બધાં ઓછાં કહેવાય! આમ હોવાનું

કારણ એ કે આપણી તરફ ભણેલા બહુ થોડા એટલે વાંચવાવાળા પણ થોડા. ઇંગ્લાંડમાં તો દરેક જણ ભણેલો છે, ગામડે ગામડે નિશાળ છે. કોલેજ અને યુનિવર્સિટિ પણ ઘણી છે. વિદ્યામાં બહુ આગળ વધેલો હોઈ ઉંચું સ્થાન ભોગવે એ દેખીતું જ છે.

અંગ્રેજોની બીજી ખુબી તેમનું દેશાભિમાન છે. પોતાના દેશને માટે ગમે તેવો ભોગ આપવા તેઓ હંમેશાં તત્પર રહે છે. માનસિક દૃઢતા અને શારીરિક શક્તિ સાથે દેશાભિમાન ભળવાથી, તે લોકો દુનિયાના બીજા લોકો કરતાં આગળ પડતા રહે એ સ્વભાવિકજ છે.

તેમનું ખાસ બળ નૌકાસૈન્યમાં છે. અંગ્રેજોના જેવો દરિયાઈ કાફલો બીજી કોઈપણ પ્રજા પાસે નથી.

હુન્નર કારીગરીમાં શ્રેષ્ઠ હોવાથી ત્યાંની જાહોજલાલીની તો વાતજ શી કરવી! ઇંગ્લન્ડનાં નાનાં નાનાં ગામડાંનાં ઝુપડાં જુઓ તો પણ તે આપણા બંગલાઓને શરમાવે તેવાં સ્વચ્છ સુઘડ અને સગવડવાળાં હોય છે. વીજળીની રોશની તો ઠેકઠેકાણે દાખલ થઈ ગઈ છે. વિશાલ સુંદર રસ્તાઓ, રસ્તાની બન્ને બાજુએ છોડ વેલાની લીલોતરી, તથા ઝાડ પાનના ભરાવ, બંગલે બંગલે બગીચા અને મકાને મકાને સર્વ જાતની સગવડ છે! આવાં આવાં સાધનો અને સૌન્દર્યથી ઈંગ્લન્ડ ખરેખર જોવા લાયક દેશ બની રહ્યો છે.

ઇંગ્લંડનાં હવાપાણી, ત્યાંના સૂર્યોદય અને સૂર્યાસ્ત, તથા ઋતુઓ વિષે જરા જાણવું જોઇએ. ત્યાં ઋતુઓના ફેરફાર બહુ દેખાઈ આવે-લાગી આવે-તેવા થાય છે. શિયાળામાં હિમ પડે-એવો કે નદીઓ પણ ઠરી જાય! ઝાડનાં પાન વગેરે બળી જાય! અને હવા પણ ઘણી જ ઠંડી રહે! શિયાળામાં સૂરજ મોડો ઉગે છે. તે એટલો બધો મોડો કે મધ્ય શિયાળામાં જ્યારે ટુંકામાં ટુંકો દિવસ હોય ત્યારે તો નવ-દશ વાગે સૂરજ ઉગે! અને તે ઋતુમાં આથમી પણ ઝટ જાય. સાંજના ચારેક વાગે ત્યાં આથમી જાય! આથી ઉલટું ઉનાળામાં બહુ વહેલો ઉગે. સવારના પહોરમાં ચાર વાગે સૂરજ ઉગે અને રાતના આઠ સાડા આઠ વાગે આથમે! શિયાળામાં લોકોને સવારે દીવાબત્તીથી કામ કરવું પડે! નિશાળોમાં પણ દીવાબત્તીથીજ કામ ચાલે! અને ઉનાળામાં સૂરજ હોય ત્યાં તો સુવાનું!

ત્યાં હવા નિયમિત રહેતી નથી. એક વાગે સૂરજ સ્વચ્છ દેખાતો હોય, આકાશ ચોખ્ખું હોય, અને દોઢ વાગે તો એકદમ વાદળાં ચઢી આવી એકાદ ઝાપટું નાખી જાય! આપણે જેમ ચોમાસાની એકજ ઋતુ છે, તેમ ત્યાં નથી. ત્યાં તો માત્ર ઉનાળાના બેએક માસ વરસાદ થોડો રહે છે; બાકી તો આખું વરસ ધુમસ, ઝાકળ, કરા અને વરસાદ એવું :એવું પડયાજ કરે! પરંતુ વરસાદ આખા વરસમાં થઈને કાંઇ બહુ પડતો નથી. બધો મળી દર વરસે ૨૦-૩૦ ઇંચ જેટલો લગભગ પડે છે. ત્યાંની ઋતુ અને હવા આટલી બધી અનિયમિત હોવા છતાં ત્યાંના લોકો કેટલા બધા નિયમિત છે!

હવા ઠંડી અને ઉત્તેજક હોઇ લોકો શરીરે મજબુત અને મનના પણ મક્કમ અને ચોકસ છે.

---

## પ્રકરણ ૨૭ મું

—:o:—

### હિન્દુસ્થાનનો દુનિયા સાથેનો સંબંધ

પૃથ્વીના નકશામાં જુઓ, હિન્દુસ્થાન કેવો નાનો દેખાય છે! પણ તે ઘણા જુના વખતથી નામાંકિત થયેલો દેશ છે. એક વખત એવો હતો કે હિન્દની દોલત એ તો તવંગરમાં તવંગર સ્થિતિ જણાવવી હોય ત્યારે ઉપમા તરીકે વપરાતી! દુનિયાના બીજા લોકો જ્યારે ઉઘાડા ફરતા કે છાલ પાંદડાંથી પોતાનું શરીર ઢાંકતા અને જંગલી પશુઓ પેઠે રહેતા ત્યારે હિન્દુસ્થાન દેશ સુધારાની ટોચ ઉપર હતો! હાલ પણ તે બ્રિટિશ સામ્રાજ્યમાં અમૂલ રત્ન ગણાય છે!

હિન્દુસ્થાન દેશ ઇંગ્લાંડ અને વેલ્સથી પાંત્રીસગણો મોટો છે અને યુરોપ ખંડમાંથી રૂશીયા બાદ કરીએ તો હિન્દુસ્થાન બાકીના લગભગ આખા ખંડના જેવડો થવા જાય!

આગળના વખતમાં પણ યુરોપખંડ સાથે તેનો સંબંધ હતો, એમ નકીપણે કહી શકાય છે. હાલના વખતમાં તો તે આખી દુનિયા સાથે એક કે બીજી રીતે જોડાયો છે. હિન્દુસ્થાનના સાહ-

સિક વેપારીઓ આખી પૃથ્વી પર પથરાઇ ગયા છે. આફ્રિકામાં, અમેરિકાના કાનડામાં, ઑસ્ટ્રેલિયામાં, અને ન્યુઝીલાંડમાં વગેરે દૂર દૂર પહોંચી ગયા છે. ફ્રાન્સમાં અને ઇંગ્લાંડમાં તો કેટલાક ઘર કરીને રહ્યા છે. આવી રીતે હિન્દીઓ અને હિન્દુસ્થાન આખી પૃથ્વી સાથે સંબંધ ધરાવે છે.

હાલના વખતમાં હિન્દુસ્થાન અને તેના લોકો બહુ માન પામતા નથી. માન હમેશાં વિદ્યાને અને જ્ઞાનને મળે છે; શારીરિક બળ પણ જોઇએ, પરંતુ વિદ્યાબળ અને કળાકૌશલ્યની પણ બહુજ જરૂર છે. હમણાના હિન્દીઓમાં વિદ્યાનું બળ નથી અને કળા-કૌશલ્યનું નામ પણ નથી, એટલે તેઓ ક્યાંય પણ માન પ્રતિષ્ટા મેળવી શકે તેવું રહ્યું નથી. જોકે હિન્દના કોઈ કોઈ પુત્રો આજ પણ આગળ પડતા છે અને નવી શોધોમાં પણ બંગાળાના દાક્ટર બોઝ જેવા અને સાહિત્યમાં કવિશિરોમણિ રવીન્દ્રનાથ ટાગોર જેવા નીકળી આવે છે. પણ તેવા અમુક અમુક નરવીર બાદ કરીએ તો હિન્દીઓ સામાન્ય રીતે બહુ પાછળ પડેલા જ દેખાશે. વેપારમાં આગળ વધે છે ખરા, અને રહેણીની રીતભાત સાધારણ રીતે કરકસરવાળી હોવાથી થોડે પૈસે નિભાવી શકે છે, એટલે ઉત-રતી પંક્તિનાં કામકાજ માટે હિન્દીઓની માગણી પણ થાય છે. ખેતીમાં હિન્દુસ્થાન હજુ સારી ઉપજ બતાવી શકે છે. યોગ્ય ખાતર અને બીજાં સાધનોથી ખેતીમાં પણ ઘણો સુધારો થાય તેવું તો છે, તો પણ જો ઇશ્વરકૃપા હોય અને વરસાદ સારો થાય તો તો હિન્દુસ્થાનને ખોરાકીનો બહુ વાંધો પડે નહિં તેવી સ્થિતિ છે. બાકી ખેતીની સીધી ઉપજ સિવાય બીજા એક પણ વિષયમાં હિન્દુસ્થાન કાંઈ પણ કરી શકતો નથી એમ કહીએ તો ચાલે તેવું છે. વિદ્યા, કળા અને હુન્નર એટલાં બધાં ઓછાં છે કે મોચી અને દરજીથી માંડી દરેકે દરેક ધંધા માટે હિન્દુસ્થાનને પરદેશ પરજ આધાર રાખવો પડે છે, અને તેથી જુદા જુદા દેશોમાં બનતી સારી સારી ચીજો મંગાવવાને લીધે પણ હિન્દુસ્થાનનો સંબંધ આખી દુનિયા સાથે છે. દુનિયામાંના જુદા જુદા દેશ સાથે કેવો કેવો સંબંધ છે તેની વિગત તો તમે આગળ ભણશો ત્યારે શીખશો. અત્યારને માટે તો ઉપર કહી તેટલીજ હકીકત પૂરતી છે.

---

# પ્રકરણ ૨૮ મું

———:૦:———

## નકશો કેમ વાંચવો

અક્ષાંશ અને રેખાંશ એ શું છે એ તો તમને શીખવવામાં આવ્યું છે. ભૂમધ્યરેખાથી ઉત્તર દક્ષિણ કલ્પેલી રેખાઓને અક્ષાંશ અને એક નિશ્ચિત બિંદુથી પૂર્વ પશ્ચિમ કલ્પેલી રેખાઓ તે રેખાંશ કહેવાય. તે લીટીઓ નકશામાં વાંક પડતી, ગોળાણ પડતી, કેમ કાઢે છે, તે તમે સમજો છો? તે સમજવું બહુ સહેલું છે. પૃથ્વી ગોળ છે એ તો તમને કહ્યું છે. ગોળ દડાપર કરતી લીટીઓ કાઢો અને તેને જરા દૂર રાખી જુઓ. દડાના ચિત્રમાં તે લીટીઓ પાડેલી હશે તો તદ્દન સીધી પાડીએ તો ચાલે? ના. દડાના પરીઘને મળવા જતાં તે લીટીઓ પેટાળામાં દૂર દૂર રહેશે અને પરીઘ પાસે નજીક નજીક આવશે; એટલે અવશ્યે તે વાંક પડતી–ગોળજ કાઢવી પડશે.[1]

તે બધી લીટીઓ સરખે અંતરે કેઢાય છે. ભૂમધ્યરેખા એ પૃથ્વીની બરાબર વચમાં છે, અને ત્યાંથી એક બાજુ ઉત્તર તરફ ૯૦ ભાગ અને દક્ષિણ તરફ ૯૦ ભાગ; તથા બીજી બાજુએ પણ એ પ્રમાણે ૯૦–૯૦ ભાગ કરે છે. એમ બધા મળી ૩૬૦ ભાગ થાય છે. તે દરેક ભાગને અંશ કહે છે એ તો તમે આગળ જાણ્યું છે. આખી પૃથ્વીનો ઘેરાવ આશરે ૨૫૧૩૩ માઈલ છે. એટલે હવે તમે સાદા ભાગાકારથી કહી શકશો કે એક અંશમાં આશરે ૬૯ માઈલનો સમાવેશ થાય છે. આ પ્રમાણે જાણવાથી એક બીજી વાત આપણે એ જાણી શકીએ છીયે કે આ અંશના જ્ઞાનથી આપણે ગામ–ગામનું અતર પર છે અને શિકારપુર ૨૮ અક્ષાંશ પર છે. એક અક્ષાંસમાં આશરે ૬૯ માઈલ આવે છે, તો ત્રણ અક્ષાંશમાં લગભગ ૨૦૭ માઈલ થયા. એટલે કરાંચીથી શિકારપુર લગભગ ૨૦૭ માઈલ દૂર છે, એમ આપણે એકદમ કહી શકીશું. તેજ પ્રમાણે રેખાંશનું સમજવું.[2]

---

૧ શિક્ષકે આ વાત પ્રત્યક્ષ રીતે તેનો પ્રયોગ કરી છોકરાંઓને બરાબર સમજાવવું. ૨ શિક્ષકે અક્ષાંશ અને રેખાંશનાં કેટલાંક મનોયત્ન આપી આ હકીકત વારંવાર ઠસાવવી.

અક્ષાંશ રેખાંશથી ત્યારે આપણે અંતર જાણી શકીએ છીએ. તેમજ તે બન્નેથી બીજી પણ કેટલીક હકીકત જાણી શકાય છે. આ તમે આગળ ઉપર શીખશો.

નકશો વાંચવામાં, સમજવામાં અને કાઢવામાં અક્ષાંશ રેખાંશનું જ્ઞાન જરૂરનું છે. તે જ્ઞાન નકશા પરથી મેળવી પાકું કરવું જોઇએ. નકશો જોતાં જ જે દેશનો તે નકશો હોય તે સંબંધે થોડી ઘણી વિગત આપણે સમજી ન શકીએ તો પછી નકશાઓ નકામાં જ ગણાય.

નકશા પરથી દેશ સંબંધે જ્ઞાન મેળવતાં, અને દેશની હકીકત પરથી તેનો નકશો ચીતરતાં જ્યારે આવડે ત્યારે જ ભૂગોળનું જ્ઞાન બરાબર મળ્યું છે એમ કહી શકાય, એ વાત બધા છોકરાએ ધ્યાનમાં રાખવી.

---

## પ્રકરણ ૨૯ મું

—:o:—

### પૃથ્વીની ગતિ

છોકરાંઓ, સૂરજ હમેશાં ઉગે છે અને આથમે છે; તેથી દિવસ અને રાત થાય છે એતો તમે જાણો છો ને? પણ તેવું શાથી થાય છે તે કહેશો? સૂરજ ઉગે છે ને આથમે છે એમ કહીએ છીએ તેથી સૂરજ ફરે છે, એમ તમે સમજતા હશો, પણ તેમ નથી. ખરી વાત તો એ છે કે પૃથ્વી જ ફરે છે, સૂરજ તો સ્થિર ને સ્થિર જ છે, પણ જેમ ભમરડો તેની ધાર ઉપર ફરે છે, તેમજ પૃથ્વી પણ ધરી ઉપર ફરે છે, પૃથ્વીને કંઈ ખરી ધરી નથી, પણ અમુક એક બિન્દુ એક જ જગાએ રહી ચક્કર ચક્કર ફરે છે, અને તેની સાથે આખી પૃથ્વી પણ ફરે છે. તે જે કલ્પિત બિન્દુ ધાર્યું, ત્યાંથી પૃથ્વીની આરપાર જતી એક લીટી કલ્પો, તે લીટી તે પૃથ્વીની ધરી કહેવાય છે, તે ધરીની આસપાસ પૃથ્વી ચક્કર ચક્કર ફરે છે. એક દીવો રાખી તેનાથી થોડે છેટે તમે કુદડી ફરશો તો શું થશે! થોડો વખત તમે દીવો દેખશો અને થોડો વખત દીવો નહિ દેખો. પૃથ્વીનું પણ તેમ જ થાય છે. ફરતાં ફરતાં પૃથ્વીનો થોડો ભાગ સૂરજ તરફ આવે છે, ત્યારે આપણે સૂરજને દેખીએ છીએ અને તેટલો વખત દિવસનો ગણાય છે, અને થોડો વખત આપણો વાંસો

સૂરજ તરફ થઈ જાય છે, એટલે આપણે તેને દેખતા નથી, ત્યારે રાત પડી કહીએ છીએ.

સૂરજ સ્થિર છે અને પૃથ્વી ફરે છે એ વાત તમને બહુ નવાઈ જેવી લાગશે, પણ તે ખરી છે, એટલું જ હમણાં સમજો; મોટા થશો ત્યારે તમે તેના પુરાવા શમજી શકશો. હમણાં પણ એટલું તો સમજી શકશો કે કોઇ વાર આપણે ફરતા હોઇએ, અને સામેની વસ્તુ સ્થિર હોય, તોપણ આપણને ઉંધું દેખાય છે. આગગાડી દોડતી હોય ત્યારે બહાર છેટે જુઓ તો ઝાડ અને છેટેની જમીન તમને ગોળ ફરતી દેખાશે. વળી આગગાડીમાં બેઠા હશો, અને ત્યાં પડખે બીજી ગાડી ઉભી હશે ત્યારે ઘણી વાર આપણી ગાડી ચાલતી હોય, તોપણ કેમ જાણે બીજી ગાડી ચાલતી હોય તેવું તમને નથી લાગ્યું? આપણી ગાડીમાંથી બહાર ડોકીયું કરી બીજી કોઇ સ્થિર વસ્તુ ધ્યાનમાં લઇએ ત્યારેજ આપણી ભૂલ સુધરે છે. વહાણમાં તો ઘણી વાર આવું થાય છે. ચાલતાં વાહનમાં આપણે બેઠા હોઇએ, તોપણ સ્થિર વસ્તુ આપણને ફરતી જણાય છે, અને આપણે તો જાણે સ્થિર જ હોઇએ એવું ભાન થાય છે. પૃથ્વીની ગતિ વિષે પણ તેવું જ થાય છે. પૃથ્વી ચક્કર ચક્કર ફરે છે. તેનો એક ફેરો કેટલા વખતમાં પૂરો થતો હશે તે કહી શકશો? સૂરજને આપણે સવારમાં પહેલ વહેલો જોઇએ, ત્યાર પછી પાછો બીજી વાર તેજ સૂરજ ત્યાંજ પહેલ વહેલો કેટલા કલાકે જોઇએ છીએ? ચોવીસ કલાકે, ખરૂં? ત્યારે તેટલો વખત પૃથ્વીને એક ફેરો ફરતાં થાય છે, પૃથ્વી ચક્કર ચક્કર ધરી ઉપર ચોવીશ કલાકમાં એક વાર ફરે છે અને પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે.

દિવસ અને રાત થવાનું કારણ તમે સમજ્યા પણ શિયાળો, ઉનાળો કેમ થાય છે એ જાણો છો? શિયાળામાં ઠંડી વધારે અને ઉનાળામાં ગરમી વધારે હોય છે. ગરમી વધારે ક્યારે લાગે? ચુલાની પાસે કે સામે હો ત્યારે કે દૂર કે પડખાના ભાગમાં હો ત્યારે? અલબત, પાસે કે સામે હો ત્યારે જ. પૃથ્વીનું પણ તેમજ છે. પૃથ્વીને ગરમી આપનાર કોણ છે તે જાણો છો? સૂરજ. એટલે પૃથ્વી સૂરજની નજીક કે સામે હોય ત્યારે ગરમી લાગે છે અને તેથી ઉનાળો થાય છે, અને જ્યારે સૂરજથી દૂર કે પડખાના ભાગમાં હોય છે, ત્યારે ગરમી ઓછી લાગે છે; એટલે શિયાળો થાય છે.

પણ આમ દૂર, નજીક કોણ આવતું હશે? સૂરજ તો સ્થિરજ છે અને ફરતો નથી એ તો કહ્યું છે. દૂર, નજીક પણ જનારી પૃથ્વી જ છે. પૃથ્વી જેમ પોતાની ધરી ઉપર ફરે છે, તેમજ સૂરજની **આસપાસ** પણ ફરે છે. તમે જેમ કુદડી ફરતા ફરતા દીવાની આસપાસ ગોળ કુંડાળું ફરો તેમ. તમે તેમ કરતા હો ત્યારે બેવડું કામ કરો છો ખરૂં? એક કુદડી ફરો છો અને બીજું દીવાની આસપાસ પણ ફરો છો. પૃથ્વી પણ તેમજ કુદડી ફરે છે, અને સૂરજની આસપાસ પણ ફરે છે. કુદડી ફરતાં ચોવીસ કલાક થાય છે, પણ સૂરજની આસપાસ ફરતાં કેટલો વખત થતો હશે, કહી શકશો? જેમ એક સવારે સૂરજ દેખાય ત્યારથી બીજી સવારે દેખાય તેટલો વખત પૃથ્વીની કુદડીનો છે; તેમ શિયાળાની શરૂઆત થાય ત્યારથી પાછી બીજી વાર શિયાળાની શરૂઆત થાય ત્યાં સુધીનો વખત તે સૂદજની આસપાસના એક ફેરાનો વખત છે. તે કેટલો વખત કહેવાય? એક વરસ, ખરૂં? યાદ રાખો ત્યારે; કે પૃથ્વીને બે ગતિ છે; એક તો ધરી પર ચક્કર ફરે તે અને બીજી સૂરજની આસપાસ ફરે છે તે. પહેલી ગતિથી દિવસ અને રાત થાય છે, અને દિવસ એટલે દિનમાં તે પોતાનો એક ફેરો પૂરો કરે છે, માટે તેને દૈનિક ગતિ કહે છે. બીજી ગતિથી ઋતુઓ બદલાય છે. અને સૂરજની આસપાસ એક ફેરો ફરતાં એક વરસ થાય છે, તેથી તેને વાર્ષિક ગતિ કહે છે.



(ઈનામ અને લાયબ્રેરી માટે સરકારે મંજુર કરેલી)

# શિશુસદ્બોધમાળા

———:o:———

(મહાભારત, રામાયણ અને પુરાણોમાંથી આર્યનીતિ અને ધર્મની પસંદ કરેલી બોધક વાર્તાનો સંગ્રહ)

**લંડનના મૉરલ એજ્યુકેશન લીગ'ના ધોરણને અનુસરતી ઢબે લખાયેલી**

સંપાદક

**રા૦ વ્રજલાલ પુરૂષોત્તમ મહેતા**

હેડ માસ્તર, તાલુકા સ્કુલ, તથા લંડનની મૉરલ એજ્યુકેશન લીગના મેમ્બર

દરેક ભાગ અંગ્રેજી નીચલા અને ગુજરાતી ઉપલા વર્ગો માટે અનુક્રમે લાયક કરેલો છે. ખાનગી અને દેશી રાજ્યોની ઘણી શાળાઓમાં નીતિની કેળવણી માટે ટેકસ્ટ બુક તરીકે ચાલે છે. મૉડર્નરીવ્યુ, કલકત્તા, સપ્ટેંબર ૧૯૧૦. પૃષ્ઠ ૩૦૪માં, ગુજરાતી બુક કમીટીના મેમ્બર, મુંબઈ સ્મૉલકૉઝ કોર્ટના જડજ નામદાર કૃ૰ મો૦ ઝવેરી, એમ. એ., એલ.એલ. બી. લખે છે કેઃ—મનુષ્યજાતિના સદ્ગુણો ઉપર રામાયણ, મહાભારત અને પુરાણોમાંથી ચુંટી કાઢેલી વાર્તાઓનો આ એક સંગ્રહ છે. પોતાનાં મહાન સ્ત્રી પુરૂષોનાં ચરિત્રોમાં આલેખેલી જન સ્વભાવની ઉજ્વલ બાજુનું આપણાં બાળકોને શિક્ષણ આપવા સારૂ તેમના હાથમાં મુકવાની આ પુસ્તકની યોગ્યતા નિઃસંદેહ છે.

ન્હાના બાળકોને નૈતિક અને ધાર્મિક કેળવણીની ઘણી અગત્ય છે એ વાત નિર્વિવાદ છે. સર્વ દેશમાં સર્વ કાલે એ વાતનો પ્રબલ સ્વિકાર થયો છે માટે જ તેમને માટે પ્રસિદ્ધ થયેલાં—અને ઘણી **શાળાઓમાં ચાલુ થએલાં આ પુસ્તકો** સંગ્રહો અને બાળકોના હિતાર્થે પ્રવૃત્ત રહેવા આ પુસ્તકો જરૂર મંગાવો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| શિશુસદ્બોધમાળા ભાગ | ૧ લો | ... | ... | રૂ. | ૦—૬—૦ |
| ,, ,, ,, | ૨ જો | ... | ... | રૂ. | ૦—૬—૦ |
| ,, ,, ,, | ૩ જો | .... | ... | રૂ. | ૦—૬—૦ |
| ત્રણે ભાગ સાથે બાંધેલા | | ... | ... | રૂ. | ૧—૪—૦ |

નામદાર ડીરેક્ટર સાહેબે અંગ્રેજી નંબર ૮૨૫૭ તા. ૨૮-૧૦-૧૦ તથા ૮૫૩૮ તા. ૯-૧૧-૧૦ માં લખ્યું છે કે—

"જે શાળાના પ્રવર્તકો તમારી ચોપડી નૈતિક અને ધાર્મિક શિક્ષણ માટે વાપરવા ઇચ્છતા હોય તેઓ તેવી પરવાનગી માટે અરજી કરી શકશે."

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,
મુંબાઈ.

---

લૉર્ડ ચેસ્ટરફીલ્ડનો

# પોતાના પુત્રપ્રતિ ઉપદેશ

તથા

## ક્રોલ્ટોન રચિત સંક્ષિપ્ત સુવાક્ય

---


ભાષાંતર કર્તા:—

સ્વ. રા. સા. હરિદાસ વિહારીદાસ દેસાઇ,

તથા

ગો. વિ. દેસાઇ અને સ્વ. પ્રો. મ. દ્વિવેદી


---


આવૃત્તિ ત્રીજી

કિમ્મત રૂ. ૧-૮-૦

---

પ્રસિદ્ધ કર્તા:

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

## બાળકો માટે પુસ્તકો



| | |
|---|---|
| ઈસપકૃત કલ્પિત વાતો. ભાગ ૧-૨. (સચિત્ર) | રૂ. ૨-૮-૦ |
| લોર્ડ ચેસ્ટરફીલ્ડનો પોતાનો પુત્ર-પ્રતિ ઉપદેશ | ,, ૧-૮-૦ |
| ભોજ અને કાલિદાસ (સચિત્ર) ... ... | છપાય છે. |
| બાલસદ્બોધવાર્તાશતક ... ... ... | ,, ૧-૦-૦ |
| કાઉન્ટ ટોલસ્ટોયની વાતો ... ... ... | ,, ૦-૮-૦ |
| નવરંગી બાળકો ... ... ... ... | ,, ૦-૮-૦ |
| ટચુકડી સો વાતો. ૧, ૨, ... ... ... | ,, ૨-૮-૦ |
| દીર્ઘાયુષી શી રીતે થવાય ... ... ... | ,, ૨-૦-૦ |
| શિશુસદ્બોધમાળા. ભાગ ૧, ૨, ૩. ... | ,, ૧-૪-૦ |
| નાટ્ય કથારસ બે ભાગ દરેકના ... ... | ,, ૧-૪-૦ |
| મધુબિંદુ (સચિત્ર) ... ... ... | ,, ૦-૮-૦ |
| બાલકાવ્ય ... ... ... ... | ,, ૦-૩-૦ |
| રત્નગ્રંથી... ... ... ... ... | ,, ૦-૮-૦ |
| શેરલોક હોમ્સનું નવું પરાક્રમ ... ... | ,, ૧-૦-૦ |
| બાળવાર્તા—જ્ઞાની, બોધક, સરલ વાર્તાઓ ... | ,, ૦-૪-૦ |
| સચિત્ર વાર્તાવિનોદ— રમુજ આપે તેવી, ચિત્રોવાળી, ટુંકી, રસિક વાર્તાઓ... ... ... | ,, ૦-૪-૦ |

## નાટ્ય કથારસ

### શેક્સપીઅર કથા સંગ્રહ

"નાટ્ય કથારસ સરસ જે, ઉત્તમ કવિ ઉદ્ગાર;
વાર્તા રૂપે વર્ણવ્યા; વાંચો વારંવાર."

ભાગ ૧-૨ — દરેકના રૂ. ૧-૪-૦

## મધુબિન્દુ

### બાળકો માટે સુંદર કાવ્યોનો સંગ્રહ

સચિત્ર — રૂ. ૦-૮-૦

—:૦:—

## એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની

બુકસેલર્સ — મુંબઈ, ૨.